શ્રીશ્રેયઃસાધક અધિકારીવર્ગ ગ્રંથાવલિ ગ્રંથાંક ૨૨

મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણી
ઈનામી ગ્રંથમાલા, ૨.

શ્રી.

# पातंजल योग दर्शन.

ઇનામ મેળવી ગુજરાતીમાં સવિસ્તર ટીકાસહિત

ભાષાન્તરકર્તા

જેકીસનદાસ જેઠાભાઇ કણીઆ, બી. એ.,

સંસ્કૃત પ્રોફેસર, સામળદાસ કોલેજ, ભાવનગર;
પૂર્વે દક્ષિણા ફેલો, એલ્ફિન્સ્ટન કોલેજ, મુંબાઇ.

દ્વિતીયાવૃત્તિ

प्रसिद्ध करनार

श्रीश्रेयःसाधक अधिकारी वर्ग.

અમદાવાદ.

"શ્રી મુદ્રણકલામંદિર" લિમિટેડ-ખાડીઆ

સંવત ૧૯૫૫. ઈ. સ. ૧૮૯૯.

મૂલ્ય ૩-૦-૦

ૐ શ્રી

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના.

પૂર્વેથી હિતનું શાસન કરનાર શબ્દસમૂહને પ્રાજ્ઞ પુરુષે એ શાસ્ત્રસંજ્ઞા આપી છે. એ હિત બે પ્રકારનું છેઃ—(૧) લૌકિક અને (૨) પારમાર્થિક. આ બે ભેદથી શાસ્ત્રોના પણ બે વિભાગ પાડી શકાય છે. આ શ્રીયોગદર્શન પારમાર્થિક હિતનાં સાધનોનું યુક્તિપુરઃસર અનુશાસન કરનાર છે તેથી લૌકિક હિત કરતાં જેમ પારમાર્થિક હિત, વાસ્તવ હિત હોવાથી, શ્રેષ્ઠ છે તેમ આ શાસ્ત્ર સંપૂર્ણ લૌકિકશાસ્ત્ર કરતાં શ્રેષ્ઠ છે, એ સર્વ વિવેકીને નિર્વિવાદ સિદ્ધ છે. પારમાર્થિક હિત તથા તેનાં સાધનોનું પ્રતિપાદન કરનાર ન્યાય, સાંખ્ય તથા વેદાન્તાદિ અનેક શાસ્ત્રો છે તેની અપેક્ષાથી આ શ્રીયોગદર્શન કયી ભૂમિકામાં મૂકવા યોગ્ય છે, એમાં તથા એ અન્ય શાસ્ત્રોમાં શા શા પ્રધાન ભેદ છે ઇત્યાદિ પ્રતિપાદન તથા આ ગ્રંથ સમજવા માટે એનો ટુંક સાર એ આ પ્રસંગે પ્રાપ્ત થાય છે. તેમ જ આ શ્રીયોગદર્શનના કર્તા કયે સમયે થયા, એ કર્તા તથા શ્રીવ્યાકરણમહાભાષ્યના કર્તા જે બંને એક જ શ્રીપતંજલિ સંજ્ઞાથી વિદિત થયા છે તે એક જ છે કે ભિન્ન ભિન્ન પુરુષો છે એ વિચાર પણ આ સ્થલોચિત જ ગણાય એમ છે. તથાપિ આ ભાષાન્તરને વખત વધારે થઈ ગયો છે, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી અતિ સંક્ષિપ્ત પ્રસ્તાવના લખવા સૂચના થઈ છે, ઉક્ત પ્રતિપાદનોમાટે અધિક કાળની આવશ્યકતા છે તથા આ જ ગ્રંથની દ્વિતીયાવૃત્તિ અલ્પ સમયમાં બહાર પડનાર છે એ સર્વનો વિચાર કરતાં આ સર્વ પ્રસંગો દ્વિતીયાવૃત્તિમાટે રાખી હાલ એ સંબંધે કશો વિસ્તાર ન કરતાં માત્ર આ સટીક ભાષાન્તરસંબંધે જ યત્ કિંચત્ કહી વિરમવું ઉચિત લાગે છે.

એક પક્ષથી જોતાં મજમુંદાર મણિશંકર જટાશંકર કીકાણી ઇનામ માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના પ્રાજ્ઞ પરીક્ષકો આગળ આવી પ્રાપ્ત થયેલા વિવિધ નમૂનાની અપેક્ષાથી શ્રીયોગદર્શનનું આ ભાષાન્તર જ ઉત્તમ ગણાયું છે તેથી એની પ્રશંસામાટે કશું કહેવું પ્રાપ્ત થતું નથી. આ ભાષાન્તર શ્રીયોગદર્શનપરના શ્રીવ્યાસભાષ્ય, તે ઉપરની શ્રીવાચસ્પતિમિશ્રની વ્યાખ્યા તથા શ્રીયોગવાર્તિક, અને શ્રીમણિપ્રભા, શ્રીભોજવૃત્તિ ઇત્યાદિ ગ્રંથોને સમવલોકી કરવામાં આવ્યું છે તેથી એમાં ખાસ વિરોધનો સંભવ ઓછો છે. જ્યાં ભાષ્યકાર, વાર્તિકકાર તથા ટીકાકારવિગેરેનો વ્યાખ્યાનભેદ છે ત્યાં વિશેષ યોગ્ય લાગતું વ્યાખ્યાન મૂલમાં રાખી ઇતર વ્યાખ્યાનોનું નીચે ફુટનોટમાં પ્રદર્શન કરાવ્યું છે. આમ હોવાથી યથાર્થ સમજી આ ભાષાન્તરને અવલોકન કરનારને હાલ પ્રસિદ્ધ થયેલા યોગગ્રંથમાંથી અન્ય કોઇનું અવલોકન કરવું ખાસ આવશ્યક રહેશે

એમ માનવા કારણ ઓછાં છે, એટલું જ નહિ પણ કેટલાંક અસાવધ લખાણથી જે હાનિ થાય છે તે પણ થવા ઓછો સંભવ દેખાય છે. આ લખવાનો ભાવ એવો નથી કે આ એક ગ્રંથમાં સર્વ ગ્રંથોનાં ભાષાન્તરો ટીકામાં આપી દીધાં છે અર્થાત્ યોગસિદ્ધિનાં સાધનમાત્રનું આમાં પ્રતિપાદન છે. કારણ કે અધિકારીના અનંત ભેદ હોવા સંભવે છે. અધિકારી અનુસાર સાધનોનો ભેદ હોવાથી સાધનો પણ અસંખ્ય છે, અનધિકારવડે કરાતાં સાધનો અનર્થની જ ઉત્પત્તિ કરનાર નીવડ્યાં જણાયાં છે અને અધિકાર નિર્ણય કરી યોગ્ય સાધનોનું જ્ઞાન તથા પ્રાપ્તિ શ્રીસદ્ગુરુ પરમાત્માદ્વારા જ થાય છે અન્યથા કદાપિ થતી નથી. તાત્પર્ય કે સંપૂર્ણ સાધનોનું પ્રતિપાદન અશક્ય છે અને કદાચ પ્રતિપાદન કરાય તોપણ યોગીન્દ્ર સદ્ગુરુશ્રીની સાહાય્ય વિના તે નિરુપયોગી છે. આ જ કારણને લીધે આ ગ્રંથમાં મુદ્રા વિગેરેનું સવિસ્તર વર્ણન પણ, ખાસ ઉપયોગી નહિ ગણી, કર્યું નથી.

આ શ્રીયોગદર્શન ગ્રંથકારે ત્રણ વિભાગે રચ્યું છે અર્થાત્ એના ત્રણ ભાગ છે. પ્રથમ ભાગ ઉત્તમાધિકારી માટે, દ્વિતીય મધ્યમાધિકારી માટે અને તૃતીય વા ચરમ ભાગ મંદાધિકારી માટે છે. આમ હોવાથી આરંભની કેટલીક પ્રક્રિયા પ્રથમ વાંચનારને સમજવી પ્રસંગે કઠિન લાગે એમ દેખાય છે તથાપિ ગ્રંથકારે એની એ જ પ્રક્રિયાઓને આગળ સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરી છે તેથી આવા શાસ્ત્રીય ગ્રંથને વાંચવામાં પુરુષે ધૈર્ય રાખી અંતપર્યન્ત અવલોકવો જરૂરનો છે જેથી ઘણે પ્રસંગે, આરંભમાં અસ્ફુટ રહેલી પ્રક્રિયાઓ આગળ જતાં સ્ફુટ થઇ જવા સંભવ રહે છે. એ તો સાચું જ છે કે એ સર્વ પ્રક્રિયાઓ વાંચવા માત્રથી યથાર્થ રીતા સ્ફુટ થાય એમ નથી જ પણ કેટલીકનું સ્ફુટ જ્ઞાન થવા તથા તે દૃઢ રીતે અંતઃકરણમાં સ્થાપવા યોગી મહાત્માની સાહાય્ય જરૂરની છે.

આ શાસ્ત્રીય ગ્રંથ છે તેથી અત્ર પ્રતિપાદન કરેલી પ્રક્રિયાઓમાં પારિભાષિક શબ્દો સ્થલે સ્થલે આવે એ સ્વાભાવિક છે. એ પારિભાષિક શબ્દો જે અર્થનું વહન કરે છે તેટલા જ અર્થને તેવી જ રીતે વહન કરનાર પ્રચલિત શબ્દો ભાગ્યે જ જડી આવે છે અને દરેક પ્રસંગે એ શબ્દોના અર્થ સમજાય એવાં વાક્યો મૂકવાથી ત્રાસદાયક રીતે મિથ્યા વિસ્તાર થવો દુર્વાર છે તેથી એ શબ્દોને એક વાર—પ્રસંગે અધિક વાર—સમજાવી પછી એના એ જ શબ્દો વ્યાખ્યાનમાં રાખવા યોગ્ય ગણ્યા છે. આ પારિભાષિક શબ્દોના ઉપયોગને લીધે અને પ્રસંગે વિચારની સૂક્ષ્મતા તથા વિષયના ગાંભીર્યને લીધે—એમ વિવિધ કારણથી કોઇ કોઇ સ્થલે લાગતી કઠિન શૈલી નિર્મૂલ કરવામાં ખાસ આગ્રહ કર્યો નથી.

ભાવનગર. }
તા. ૬-૧૨-૯૪ } જે. જે.

॥ ॐ श्री ॥

# દ્વિતીયાવૃત્તિપ્રસ્તાવના.

આ ગ્રંથની પ્રથમાવૃત્તિને પ્રસિદ્ધ થયાને આજે ચાર વર્ષ ઉ-
પર થયાં છે. એની પ્રથમાવૃત્તિમાં પ્રુફ તપાસનાર અન્ય હોવાથી વિવિધ
સ્થલે અશુદ્ધિ રહી હતી તથા શબ્દો જૂદા ભેગા અયોગ્ય રીતે છ-
પાયાથી ઘણે પ્રસંગે વાક્યાર્થ દુર્બોધવત્ થયો હતો. આ સર્વ વિચા-
રી એની દ્વિતીયાવૃત્તિ કાઢવાનો હક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી-
એ ગ્રંથકર્તાને આપ્યો. તદનુસાર આ આવૃત્તિ સમયસર પ્રસિદ્ધ ક-
રવાનો વેગ છતાં વિવિધ પ્રતિબંધોથી આ પૂર્વે તેમ થઇ શકવા
યોગ પ્રાપ્ત થયો નહોતો.

આ આવૃત્તિમાં પ્રથમાવૃત્તિકરતાં શબ્દશુદ્ધિ વિગેરે અધિક સા-
ચવવામાં આવી છે એટલું જ નહિ પણ જે જે વાક્ય દુર્બોધજેવાં
હતાં તેમને બનતાસુધી સરલ કરવામાં આવ્યાં છે તથા કોઇ
કોઇ લાંબાવાક્યમાં, વિવક્ષિત અર્થ સાચવી શકાય એ પ્રમાણે તે-
ના ભાગ પણ કર્યા છે. સવિતર્ક, સવિચાર વિગેરે ચતુર્વિધ સંપ્રજ્ઞા-
તયોગના સ્વરૂપના પ્રતિપાદનમાં મધુસૂદન સરસ્વતિ વિગેરે ટીકાકારો-
એ જે ક્રમ લીધો છે તેનું પણ પ્રતિપાદન ફુટનોટમાં કરવામાં આ-
વ્યું છે. તથા એ વ્યાખ્યાનભેદથી અર્થવિપ્લવ નથી એ સ્ફુટ કર-
વામાં આવ્યું છે. અન્યત્ર પણ પ્રસંગપ્રાપ્ત ટિપ્પણી વધારવામાં આ-
વી છે. મુખ્યત્વે તો આ શાસ્ત્ર આરંભમાં દુર્બોધ હોવાથી તેને
સ્પષ્ટ ભૂમિકા આપવામાં આવી છે તથા યોગસૂત્રની અકરાદિ
ક્રમસૂચી આપવામાં આવી છે. આશા છે કે આ સર્વ ફેરફાર-
થી આ પૂર્વકરતાં વિશેષ સુગમતા વાંચનારને થશે.

ભાવનગર.
૧-૯-૯૯.

જે. જે.

## ॥ ॐ श्री ॥

## યોગસૂત્રભૂમિકા.

આ સંસારચક્રમાં પ્રેક્ષાવાન્ પ્રાણીની પ્રવૃત્તિ કોઇ પણ પ્રયોજનને અવલંબીને જ થાય છે એ સુપ્રસિદ્ધ નિયમ છે, એટલું જ નહિ પણ જે પ્રાણીઓમાં મનોવિકારનું સામ્રાજ્ય હોય છે તેઓ પણ જ્યારે વિચારપૂર્વક પ્રવૃત્તિનો આદર કરે છે ત્યારે કોઇ પણ પ્રયોજનનું અવશ્ય અવલંબન કરે છે. ત્યાં ભિન્ન ભિન્ન પ્રવૃત્તિપ્રતિ તથા તે તે સમયે અંતઃકરણમાં પ્રધાનરૂપે સ્ફુરતાં પ્રયોજન પ્રતિ દૃષ્ટિ કરીએ તો એ પ્રવૃત્તિ તથા પ્રયોજન નાના હોય એમ દેખાય છે. પ્રયોજનના ભેદથી પ્રવૃત્તિનો ભેદ થાય એ તો કાર્યકારણભાવના જ્ઞાનવાળાને સ્વાભાવિક જ દેખાય છે. ત્યાં યદ્યપિ એ પ્રયોજન નાના દેખાય છે તથાપિ તેમનું વર્ગીકરણ કરવામાં આવે તો તે સર્વનો આ ત્રિવિધ પદાર્થમાં સમાવેશ થાય છે—(૧) લોક, (૨) વિત્ત અને (૩) સ્ત્રીપુત્રાદિ. આ ત્રણમાં જે લોકરૂપ પદાર્થ છે તેનો અર્થ ભોગ છે તથા તે ઇહ તથા પર એ બે વિભાગથી બે પ્રકારનો છે. તેમાં જે ઐહિક ભોગ તે ઇહલોક છે અને તદિતર તે પરલોક છે. અન્ય બે સ્પષ્ટ જ છે. આ ત્રણને જ અવલંબન કરનાર ઇચ્છાને પરાપૂર્વથી ત્રિવિધ એષણા કહી છે. એ ત્રણમાં પણ એવું દેખાય છે કે જ્યારે એમાંથી માંહોમાંહે વિરોધ આવે છે ત્યારે કોઇ નિયમને અનુસરીને પ્રેક્ષાવાન્ પુરુષો એમાં પણ ગુણપ્રધાનભાવ લઈ પ્રવૃત્તિ કરે છે. તેથી એ સિદ્ધ થાય છે કે એ ત્રણ પણ કોઈ ઇતરમાટે પ્રેમાસ્પદ છે, સ્વતઃ નથી. એનો વિચાર કરતાં તથા જે નિયમને અનુસરીને એ ત્રણમાં ગુણપ્રધાનભાવ લેવાય છે તેનો લક્ષ કરતાં ચરમ પ્રયોજનરૂપે તો માત્ર સુખાવાપ્તિ અને દુઃખાસંસ્પર્શ એ બે જ પ્રયોજન નીકળે છે. એ બેનો વિરોધ નથી કારણ કે સુખાસ્વાદન માટે દુઃખાભાવની અપેક્ષા છે કેમકે જ્યારે દુઃખનાં કારણો વિદ્યમાન હોય છે ત્યારે સુખાસ્વાદન થતું નથી, અને દુઃખનો અભાવ થવો એ પણ એક પક્ષથી સુખ મનાય છે. આ રીતે આ બે દેખાતાં છતાં અવિરોધી હોવાથી તથા એકને બીજાની અપેક્ષા હોવાથી એકવત્ જ લેખાય એમ છે. તેમાં પણ કાદાચિત્ક સુખ વા દુઃખાભાવ તો સર્વ જીવોને સદા હોય છે તથાપિ તેટલાથી તેને સંતોષ થતો દેખાતો નથી એ સર્વને જ્ઞાત છે. તેથી એ જ અર્થ પર્યવસિત

થાય છે કે પરમાનંદની પ્રાપ્તિ તથા દુઃખ માત્રનો આત્યંતિક અભાવ (પુનરુદ્ભવરહિત અભાવ, એ જ ચરમ પ્રયોજન છે આ ચરમ પ્રયોજનને જ વ્યવહારસૌકર્યાર્થે મોક્ષ, નિઃશ્રેયસ, કેવલીભાવાદિ શબ્દથી ઓળખાવાય છે. એ પ્રયોજનની સિદ્ધિમાટે સર્વ હિતકર શાસ્ત્રસંજ્ઞાને પામેલા ગ્રંથોની પ્રવૃત્તિ છે. ત્યાં એ એમાં પણ, પ્રાણીઓને દુઃખપ્રતિ બલવાન્ દ્વેષ છે તેથી સર્વને એ નિઃશ્રેયસની સિદ્ધિના ઉપાયની સરખી આવશ્યકતા દેખાય તથા ઉત્સાહથી પ્રવૃત્તિ થાય તેટલામાટે ન્યાય, વૈશેષિક, સાંખ્ય તથા યોગ એ ચાર શાસ્ત્રોમાં તથા અન્ય નાસ્તિક મનાતાં શાસ્ત્રોમાં દુઃખના આત્યંતિક અભાવને જ ચરમ પ્રયોજનરૂપે સ્વીકાર્યું છે અને મીમાંસા શાસ્ત્રમાં ઉભયને સ્વીકાર્યા છે. વસ્તુતઃ ભેદ નથી કારણ કે આગળ સમજાશે તેમ આથી સાધનાદિનો ભેદ થતો નથી.

આપ્રમાણે પ્રાપ્તવ્ય અર્થની સ્પષ્ટ રીત્યા પ્રતીતિ થઇ એટલે હવે કર્તવ્ય તથા જ્ઞાતવ્યનો એને અંગે નિર્ણય કરવો પ્રાપ્ત થયો, અર્થાત્ એ પ્રાપ્તવ્યનો નિર્ણય થવાથી સ્વભાવતઃ એ પ્રશ્નો હવે થાય છે કે એ સુખ શેમાં છે, કયા સ્થાને અધીન વર્તે છે, અભિમાનીને સદા એ કેમ પ્રાપ્ત નથી, દુઃખ શેમાં છે, શાથી આવે છે, અભિમાનીની અનિચ્છા છતાં એ કેમ આવી પ્રાપ્ત થાય છે, એનો નિગ્રહ કેવી રીતે થઇ શકે, કોઇ એવો ઉપાય છે કે નહિ કે જેથી એનો સદા અસ્પર્શ થઇ રહે, સુખ દુઃખ તે બાહ્ય પદાર્થથી જ આવે છે કે એના હેતુઓ અંતરમાં વિદ્યમાન છે, એ એની પ્રતીતિ શાથી થાય છે, એ એની જેમાં પ્રતીતિ થાય છે તે અભિમાની શું છે, એનો સ્વભાવ કેવો છે, એમાં દુઃખ સ્વભાવથી જ સિદ્ધ છે કે એનાથી દુઃખ પૃથક્ થઇ શકે છે વિગેરે. આ સર્વનો યથાર્થ અસંદિગ્ધ નિર્ણય થવામાટે જીવ, ઇશ્વર તથા જગત્, તત્સ્થ સ્વભાવો તથા નિયમો એ સર્વનું જ્ઞાન થવું જોઇએ. કેમકે નહિતો એક ભાગના જ્ઞાનથી જે નિર્ણય કરવામાં આવે તે પ્રસંગે અન્યત્ર બાધિત પણ કરે. અને આ સર્વનું જેને જ્ઞાન હોય છે તે સર્વજ્ઞ છે કારણ કે એથી બહાર કોઇ અવશેષ વેદ્ય રહેતું નથી. આ સંબંધમાં અધિક કહેવા જરૂર નથી કારણ કે અલ્પજ્ઞ પ્રયત્નથી થતી પદાર્થવિજ્ઞાન ચર્ચાથી થયેલા ઘટ્ટકુટીપ્રભાતથી આ સર્વાંશે સમર્થિત થાય છે. તેથી એ સિદ્ધ થયું કે આ સર્વનો યથાર્થ અસંદિગ્ધ નિર્ણય સર્વજ્ઞ પુરુષથી અતિરિક્તથી થઇ શકે એમ નથી, માત્ર સર્વજ્ઞ પુરુષ જ કરી શકે છે. એ સર્વજ્ઞ પુરુષ તે જ ઇશ્વર કહેવાય છે.

તેથી એ પર્યવસિત થયું કે શ્રીઈશ્વરથી આનો નિર્ણય થઇ શકે છે, જીવથી થાય એમ નથી. સર્વજ્ઞ ઈશ્વર આ જ હેતુથી કરુણાવાળા કહેવાય છે કે પોતે જીવોના ઉદ્ધારણઅર્થે, આ સર્વનો સંશયવિપર્યયરહિત નિર્ણય જીવોને પ્રકાશ્યો છે. જે શબ્દસમૂહમાં એનું પ્રકાશન થયું છે તે વેદસંજ્ઞાથી ઓળખાય છે. તેથી વેદથી વિરોધી વા અતિરિક્ત સ્થલે આ સર્વના નિર્ણયમાટે જોવું એ વૃથા પ્રયત્ન તથા દુરાશા છે

અહિં એ શંકા થશે કે આ રીતે તો વેદ ઈશ્વરપ્રણીત ઠરે છે પણ વેદ તો તે તે ઋષિવિગરેથી કરાયેલો તે તે સ્થાને વર્ણ્યો છે. તેમ જ વેદમાં યાજ્ઞવલ્કય, મૈત્રેયી, ગાર્ગી, ઉદ્દાલક, શ્વેતકેતુ, ભારદ્વાજ વિગરે નામો આવે છે તથા એ વિગરેનો સંવાદ આવે છે તથા રામ, હનુમાન્, નૃસિંહ વિગરે નામો આવે છે. ત્યાં એ સર્વ સૃષ્ટિના આરંભમાં જ થયા હોય તથા વેદનું સાથે બધાએ પ્રણયન કર્યું હોય એ ન સંભવે એવી વાત છે. તેમ જ રામ, નૃસિંહાદિ અવતાર તો ભિન્નકાલીન છે. તેમ જ વેદની ભાષા જોતાં ક્રમવડે ઉત્પત્તિ થયેલી દેખાય છે. તેમ જ નદીઓનાં નામ પણ અમુક ક્રમવિશેષમાં આવે છે, અર્થાત્ તે તે દેશ કે જ્યાં એ ઋષિયો રહેતા હતા તેનાં જ નામ આવે છે. આ સર્વથી એમ દેખાય છે કે એ ઋષિઓથી વિનોદાર્થે કરાયેલા કાવ્યરૂપ વેદ છે એથી અધિક એમાં કંઇ જ નથી. એ તો માત્ર ઋષિપ્રણીત છે, કંઇ ઈશ્વરપ્રણીત નથી. એમ ઈશ્વરપ્રણીત લઇએ તો પછી સર્વ ગ્રંથો ઈશ્વરપ્રણીત જ થઇ જાય વિગરે. [1]

આ સર્વ મલિનસંસ્કારવાહિની બુદ્ધિનો જ પરિણામ છે, એ અનુપદ સ્પષ્ટ થશે. અત્ર જે લોકોને સ્વનિષ્ઠ સંસ્કારવશાત્ આ પ્રકારનો ભ્રમ થયો છે તથા જે પોતાના દુરાગ્રહથી એવો નિશ્ચય કરી બેઠા છે કે આ સંબંધમાં જે પોતાના મતને સમર્થન કરવા કંઈ અંશે પણ સમર્થ છે તેનું ગ્રહણ કરવાનું છે અને એથી વિપરીત જે

---

૧ આ સર્વ કુતર્કોની યથાર્થ સમાલોચના કરી બતાવવા આ ગ્રંથકરતાં પણ મોટા ગ્રંથની આવશ્યકતા છે તો પછી તે આ ભૂમિકામાં થઇ શકે એમ નથી એ તો સ્પષ્ટ છે. તેથી એ સર્વનો વિસ્તારથી સંગ્રહ અત્ર આપ્યો નથી. પણ એ સર્વથી આર્યસિદ્ધાન્તનો અવિરોધ કેવી રીતે થાય છે તેનું માત્ર દિગ્દર્શન કરાવવા તથા શ્રીયોગસૂત્રમાં જે વેદસંબંધી વિચાર કર્યો છે તે અનુપપન્ન નથી એ પ્રદર્શન કરવા અત્ર આ પ્રતિપાદન છે.

કોઇ કહે તે સાંભળવા જેવું જ નથી તેવા દુરાગ્રહી સત્યભ્રષ્ટ મનુષ્યોમાટે કંઇ પણ કહી શકાય એમ નથી. એ માણસોને અનુલક્ષી જ 'બ્રહ્મા પણ એમનું રંજન કરી શકતા નથી' એ સુભાષિતાર્થ પ્રસિદ્ધ છે. એ માણસો તો પેલા પાંચ પગવાળા માણસજેવા જ છે[1]. અત્ર આ સર્વ તર્કાભાસથી જે વેદનું ઇશ્વરપ્રણીતત્વ અનુપપન્ન છે એ સિદ્ધ કરવા ધાર્યું છે તે સિદ્ધ થઈ શકે એમ નથી. તે આ રીતેઃ વેદનું જે પ્રામાણ્ય છે તે કંઇ ઇશ્વરપ્રણીતત્વ ઉપર જ આધાર રાખતું નથી. કારણ કે જે ઇશ્વરપ્રણીત નથી એવા ગ્રંથો પણ અનુભવથી જો યથાર્થ વસ્તુનું પ્રતિપાદન કરનાર હોય છે તો તે પ્રમાણરૂપ જ છે. તેથી પ્રામાણ્યવિષયમાં યથાર્થ જ્ઞાન તો તે તે અર્થના અનુભવથી જ થઇ શકે છે. અને એ પ્રામાણ્યનું સામાન્ય જ્ઞાન તો શિષ્ટપરિગૃહીતત્વ, અનુપપત્તિરહિતત્વ વિગરેથી મંત્રાયુર્વેદવત્ અનુમાનથી સિદ્ધ થાય છે. તેથી વેદપ્રામાણ્ય કેવલ આ નિર્યોગોપજીવી નથી. વળી અત્ર જે ઇશ્વરપ્રણીતત્વ કહ્યું છે તેનો અર્થ કંઇ એવો નથી કે આ જે રૂપમાં વેદો હાલ પ્રતીત થાય છે તે રૂપમાં લખી બાંધી ઇશ્વરે આકાશમાંથી ફેંક્યા છે વા ભૂમિકામાંથી ખોદી કાઢયા છે. હાલ જે રૂપમાં એ પ્રતીત થાય છે તે રૂપ તો વેદવ્યાસે એનું વ્યસન કરવાથી જ પ્રાપ્ત થયું છે. ત્યાર પૂર્વે બધી ઋક્સંહિતા એક સ્થલે, યજુમ્ અન્યત્ર, સામ અન્યત્ર તથા અથર્વન્ અન્યત્ર ભેગી કરેલી નહોતી. એ વેદની ભૂલોકપર પ્રાપ્તિ આ નિયમે કરી થાય છે કે સર્ગારંભે શ્રીસમષ્ટિ ઇશ્વર પોતાના દિવ્ય લીલાતનુથી જે આનુપૂર્વીવાળા વેદ પૂર્વ

---

[1] અહિં આખ્યાયિકા એ છે કે કોઈ માણસે કોઈ હસ્તી પોતાની સુંઢ પાણીમાં મુકી જલ પીતો હતો ત્યારે તેને જોયો તે પરથી હાથી. પાંચ પગવાળા હોય છે એ તેણે નિર્ણય કર્યો. રસ્તે આગળ ચાલતા કોઇસાથે એ પક્ષ લઇ એ માણસ સરત બકયો તથા પોતાને કોઈ અન્યથા સિદ્ધ કરી આપે તો અમુક રકમ આપવા નક્કી કર્યું તે બંને માણસો પેલા હસ્તીના સ્થાને જતા હતા એટલામાં રસ્તામાં કોઈ મિત્ર તેમને મળ્યો તેને જોઇ બંનેએ પોતાની હકીકત તેને જણાવી તે ઉપરથી પેલા મિત્રે પેલા પાંચપગવાળાને જણાવ્યું કે એમાં ગભરાવા કંઈ કારણ નથી. કારણ કે મેં પાંચ પગવાળો હાથી જોયો છે અને હવે ચાર પગવાળો કદાપિ દેખાશે તો હું કોટિ ઉપાયે માનનાર નથી એટલું જ નહિ પણ જોનાર નથી તેથી રૂપીઆ ખોવાનો સંભવ જ નથી.

કલ્પમાં હતા તે જ આનુપૂર્વીવાળા વેદનો વર્તમાન સર્ગમાં આધિકા-રિક પુરુષરૂપ બ્રહ્મા વિગરેને ઉપદેશ કરે છે. તે ઉપદેશ બ્રહ્માદિ ઈ-શો અન્ય અદૃષ્ટવિશેષજન્ય તનુવાળા આધિકારિક પુરુષને કરે છે. અને એ આધિકારિક પુરુષ તો પ્રાણીનો અધિકાર થયે તે તે સમયે ભૂમિપર એક યોગ્ય તનુ ધારણ કરી તેદ્વારા એ વેદોનું અધિકારસંપત્તિઅનુસાર અર્થાત્ સંકેતાનુસાર પ્રાકટ્ય કરે છે. આ રીતે આરંભથી તે અંતપર્યન્ત વેદનું પ્રણયન આધિકારિક પુરુષોદ્વારા જ થતું આવે છે તથા તે એકે સમયે સમગ્રનું થતું નથી પણ યોગ્ય સમયે યોગ્ય ભાગનું જ થાય છે. અને તે યોગ્ય જ છે કારણ કે જે વસ્તુગત સૂક્ષ્મ સંસ્કારો છે તે જીવદૃષ્ટિથી જણાય એમ નથી અર્થાત્ જે જે દેવ જે જે શબ્દસમૂહના ઉચ્ચારણથી પ્રસન્ન થઇ જે જે કાર્ય કરે છે તે તે શબ્દસમૂહ, તે તે દેવને તથા તેમના સંકેતરૂપ પ્રકૃતિસ્થ નિયમોને ન જાણનાર જીવો કોટિ કલ્પે પણ તેમના તથા તેથી અધિક જ્ઞાનશક્તિના અધિકારવાળા ઈશના અ-થવા તત્પ્રેરિત અન્ય પુરુષના ઉપદેશ વિના જાણી શકે એમ નથી. આ જ કારણથી વેદમાં જે ઋષિયો આવે છે તે આધિકારિક પુરુષો છે, પ્રાકૃત મનુષ્યો નથી. અને તેથી એ ઋષિઓ પોતે પણ પ્રસંગે મંત્રનું દ્રષ્ટૃત્વ સ્પષ્ટ પ્રતિપાદન કરે છે. આ જ હેતુથી ક્વચિત્ ઋષિઓ મંત્રા-ના કર્તારૂપે પ્રતીત થાય છે તે બાધક ઠરતું નથી કારણ કે ત્યાં અધિકારવિના પોતાની કલ્પનાથી કર્તૃત્વ તેઓ પ્રતિપાદન કરતા નથી તેથી દ્રષ્ટૃત્વવાળી શ્રુતિસાથે એકવાક્યતા કરતાં આ કર્તૃત્વ પણ દ્રષ્ટૃત્વથી અભિન્ન જ ઠરે છે. વિપરીત માનવું ઘટતું નથી કારણ કે અધિકાર ( સંકેત ) વિના કોઇ માણસનું ઉપરકહેલી રીતે બુદ્ધિ-પૂર્વક ઇચ્છાનુસાર કર્તૃત્વ સંભવતું જ નથી અને ધ્યાનઅવ-સ્થાથી સમાધિ થયેથી એ એ વાક્યો એમને જણાયાં એમ લઇએ તો તે પણ ઘટતું નથી. કારણ કે એ રીતે થયેલા જ્ઞાનના પ્રતિપાદક ગ્રંથો પણ વિદ્યમાન છે અને તેને એ શુદ્ધબુદ્ધિ મહાત્માઓએ સ્મૃ-તિ સંજ્ઞા આપેલી છે. એથી ઉલટું એ પુરુષોએ જ આને શ્રુતિ કહી છે. શ્રુતિસંજ્ઞાનો ભાવ એવો છે કે એ શબ્દરાશિ પૂર્વ પૂર્વથી સિદ્ધ છે અને તેનો સંપ્રદાયરીત્યા પ્રચાર થયો છે તથા થાય છે તેથી એમાં કોઇનું બુદ્ધિપૂર્વક કર્તૃત્વ વા પ્રયત્નથી જ્ઞાતૃત્વ નથી. તેથી સર્વથા એ જ ઠરે છે કે હાલ પ્રસિદ્ધ વેદો આ રીતે અધિકારિક પુરુષથી પ્રણીત છે તેથી ઈશ્વરપ્રણીત છે. આ જ રીતે એ વેદો અપૌરુષેય કહેવાય છે. અપૌરુષેયનો અર્થ એવો નથી કે મનુષ્યાકૃતિધારી

પુરુષોથી અનુચ્ચરિત વા ઈશ્વરથી અનુચ્ચરિત. એનો અર્થ માત્ર એટલો જ છે કે પૂર્વ સર્ગીયાનુપૂર્વીસમાનાનુપૂર્વીકત્વ અર્થાત્ એ વેદવાક્યોમાં જે અમુક પદથી પછી અમુક પદ, પછી અમુક પદ વિગેરે પદોના તથા અક્ષરના વિન્યાસનો ક્રમ છે તે જેવો પૂર્વ સર્ગમાં હતો તેવો જ આ સર્ગમાં પણ છે. આ કારણથી અત્ર પણ અવિરોધ છે કેમકે ઇશ્વર પૂર્વસર્ગીયાનુપૂર્વીને સમાનાનુપૂર્વીથી વેદનું પ્રણયન કરે તો વેદોનું અપૌરુષેયત્વ પણ રહે અને ઈશ્વરપ્રણીતત્વનો પણ નિર્વાહ થાય. અને ઈશ્વરપક્ષમાં તથા વેદપક્ષમાં એ ઘટે છે કારણ કે ઈશ્વર સર્વજ્ઞ, અનાદિ સિદ્ધ હોવાથી એમને પૂર્વસર્ગીયાનુપૂર્વીનું જ્ઞાન હોય છે; અને સર્વજ્ઞદૃષ્ટિથી સમગ્ર વિશ્વના યથાર્થ અપરોક્ષ જ્ઞાનથી જે સર્વોત્તમ નિયમો હિતનાં સાધક જ્ઞાત થયા છે તે નિયમો એ વિશ્વના સ્વભાવનો લોપ ન થાય ત્યાંસુધી તેના તે જ રહેલા ઘટે છે. કેમકે સર્વોત્તમત્વ એ ધર્મ એકને વિષે જ રહી શકે છે. તેથી અમુક અમુક સ્વભાવનિયમથી જે સર્વોત્તમ ઉપકાર કરે તે એ નિયમોની જ્યાંસુધી સ્થિતિ હોય ત્યાંસુધી સર્વોત્તમ જ રહેછે. આ કારણથી એ નિયમોની સ્થિતિપર્યન્ત જે વેદરાશિનું સર્વોત્તમત્વ ગયા સર્ગમાં હતું તે જ નિયમોની સ્થિતિ હાલ પણ હોય તો એ જ વેદરાશિત્વનું સર્વોત્તમત્વ હાલ પણ હોવાનું. જ્યાંસુધી સ્વભાવનો ભેદ થાય નહિ ત્યાંસુધી એ નિયમોનો ભેદ પણ થાય નહિ સ્વભાવનો ભેદ તો કદાપિ થતો નથી એ સર્વસંમત વાત છે. તેથી એ જ સિદ્ધ થાય છે કે એનો એ વેદરાશિ સર્વ સર્ગમાં એના એ સર્વોત્તમરૂપે વિદ્યમાન થવાનો, અર્થાત્ શ્રીહરિ એનુંને એનું જ પ્રાકટ્ય પ્રકૃતિસ્થ સિદ્ધ નિયમાનુસાર અનુગ્રહથી કરવાના. તેથી વેદરાશિનું અનાદિત્વ તથા અભેદ સિદ્ધ છે. આ જ અંશમાં વેદ તથા સ્મૃતિપુરાણાદિનો ભેદ છે; કેમકે સ્મૃતિ, પુરાણાદિમાં કહેલા સિદ્ધાન્તનો અર્થ પ્રતિસર્ગે એક અભિન્ન રહે છે તથાપિ આખ્યાયિકામાં તથા આનુપૂર્વીમાં ભેદ છે. આ જ હેતુથી એ સર્વ પૌરુષેય લેવાય છે અને વેદ તે અપૌરુષેય છે.

અહિં એ શંકા પ્રાપ્ત થાય છે કે જો આ રીતે વેદનો ક્રમિક આવિર્ભાવ થતો હોય તો હાલ પણ વેદો પૂર્ણ થઇ રહ્યા છે એમ શાથી માનવું ? એનો ઉત્તર એ કે આ આપત્તિ દોષરૂપ નથી કેમકે ઇષ્ટ છે. વેદની પૂર્ણતા અસિદ્ધ જ છે. હજી પણ ઉત્તર કાલે વેદના કંઇ કંઇ ભાગનો પ્રાણિકર્માનુસાર આવિર્ભાવ થવાનો એટલું જ નહિ પણ હાલ એ જ પુરુષવિશેષરૂપ શ્રી-

ઈશદ્વારા પ્રાણિકર્માનુસાર વેદનો આવિર્ભાવ થતો હશે. આ જ કારણથી તૈત્તિરીય શ્રુતિ કહે છે કે अनन्ता वै वेदाः – વેદ અંતરહિત છે. આ શ્રુતિ પણ હાલના જ જણાવેલા વેદને પૂર્ણ વેદ માનવાથી બાધિત થાય છે એટલું જ નહિ પણ બીજા અનેક દોષો પ્રાપ્ત થાય છે કે જે પૂર્વમીમાંસા, પાણિનીય વિગેરે જાણનારને સ્પષ્ટ છે. એ તો સિદ્ધ જ છે કે અમુક શબ્દસમૂહમાં વેદત્વનો આરોપ કરવામાટે અપેક્ષિત સર્વ ધર્મો હોવા જોઇએ, નહિ તો કોઇએ સ્વચ્છંદપણે લખેલાં માછલી વિષયક વાક્યો પણ વેદ નહિ છતાં વેદ કહેવા પ્રાપ્ત થાય. એ ધર્મો આ છે: પ્રથમ તો અપૂર્વબોધકત્વ તે વાક્યમાં હોવું જોઇએ, પ્રતિપાદિત અર્થ વસ્તુતઃ સત્ય જોઇએ અને મુખ્યમાં એ કે એની એ જ આનુપૂર્વી પૂર્વસર્ગમાં પણ હોવી જોઇએ. તેમ જ તેના પ્રણેતાને શુદ્ધબુદ્ધિથી પોતે એનો દ્રષ્ટા છે પણ કર્તા નથી એવું ભાન થવું જોઇએ. તથા તે પુરુષ આધિકારિક પુરુષ હોવા જોઇએ. આ વિગરે લક્ષણો જો આ ક્ષણે પ્રણીત કોઇ વાક્યસમૂહમાં સિદ્ધ થાય તો તેને પણ વેદાન્તર્ગત માનતાં અડચણ નથી. એ તો સાચું જ છે કે આ ધર્મોનો સદ્‌ભાવ જાણી શકવો બહુ જ કઠિન છે, અસંભવ જેવો છે. તેથી એનો નિર્ણય પણ એવા આધિકારિક પુરુષવરોરૂપ શિષ્ટોથી જ થવાનો તથા તેદ્વારા અન્યને જણાવાનો, અન્ય ઉપાય જીવો માટે નથી.

આપ્રમાણે વેદસંજ્ઞાનો સંજ્ઞા અર્થ સિદ્ધ થયો એટલે હવે જે પ્રથમ શંકાઓ કરી હતી તેનો વિચાર થઇ શકે છે. ત્યાં જે યાજ્ઞવલ્કય, ગાર્ગી વિગરે નામોની ઉપલબ્ધિથી દોષાપત્તિ કરી હતી તે દૂર થાય છે કેમકે ક્રમિકત્વ કંઇ દોષરૂપ નથી. આ જ કારણથી ભાષાભેદ એ પણ દોષરૂપ નથી તેમ જ વેદોના પ્રણેતારૂપ જે જે ઋષિનાં નામો આવે છે તે આધિકારિક પુરુષો છે અને પ્રતિપાદ્યમાં જે રામ, કૃષ્ણ, હનુમાન્ વિગરેનાં નામ આવે છે તે સર્વ પણ માયિક તથા સાંકેતિક તનુઓ છે અર્થાત્ આ સર્વ નામધારી નૈષ્કર્મ્ય સૃષ્ટિના પુરુષો હોવાથી પ્રતિસર્ગે એના એ જ નામથી આવિર્ભાવને પામે છે તેથી એ નામકૃત વેદનો ભેદ પણ થવો ઘટતો નથી. આ સ્થલે એ કહેવું કે આ રીતે તો રામાયણ, ભારતાદિ પણ વેદવત્ નિત્ય ઠરે એ યોગ્ય નથી, કારણ કે એ ગ્રંથોમાં શ્રીરામચંદ્રજી વિગેરેનું સંપૂર્ણ ચરિત આપ્યું છે અને એ ચરિતમાં જેમ સંકેતથી અધિકારાનુસાર પ્રવૃત્તિ વર્ણી છે તે જ પ્રમાણે જીવોને એમના સંબંધથી મુક્તત્વનું પ્રતિપાદન કર્યું છે. તેથી જે જીવોને મુક્તત્વનું પ્રતિપાદન કર્યું છે તે જીવોસાથેનો સંબંધ ઉત્તર સર્ગમાં નહિ હોવાથી તે

અંશે એ ચરિતનો ભેદ થવાનો. આમ હોવાથી ઉત્તર સર્ગમાં જે રામાયણાદિ થાય તેમાં આ સર્વનો ભેદ હોવાનો. માત્ર જે નૈષ્કર્મ્ય સૃષ્ટિનો વિહાર વર્ણ્યો છે તેટલો જ સમાન રહેવાનો. આ જ કારણથી વેદમાં એ નૈષ્કર્મ્ય વિહારથી અતિરિક્ત કોઇ વ્યવહારનું વર્ણન છે જ નહિ. તેથી સર્વ રીતે એ જ અર્થ સિદ્ધ થાય છે કે વેદોનું નિત્યત્વ આ કુતર્કોથી અબાધ્ય છે તથા પુરાણાદિમાં બહુધા અર્થનો અભેદ છતાં પણ આનુપૂર્વીનો ભેદ થવાથી એવું નિત્યત્વ નથી.

આ રીતે એ કર્યું કે પ્રથમ પ્રામણ્યજ્ઞાનથી જે પ્રશ્નો ઉઠયા હતા તે સર્વનું સંશયવિપર્યયરહિતરૂપે સમાધાન મેળવવા વેદ એ જ સાધન છે. એ વેદનો આરંભમાં લોકોનું સામર્થ્ય અધિક હોવાથી પઠનપાઠનરૂપ વ્યાપાર સંપ્રદાયરીત્યા મુખથી જ થતો ચાલતો. ક્રમે કરીને જેમ જેમ કાલમાહાત્મ્યથી, તથા ઉપયોગને લીધે સંસ્કારની ક્ષીણતાથી પૃથિવ્યાદિ પદાર્થોમાં સત્ત્વની ન્યૂનતા થવાથી તદુપજીવી પુરુષોની પ્રજ્ઞામેધા ન્યૂન બલવાળી થતી ગઇ તેમ તેમ એના અર્થની સ્પષ્ટતા અર્થ અર્થાત્ કર્તવ્ય, જ્ઞાતવ્ય તથા પ્રાપ્તવ્યની ભ્રાન્તિરહિત ઉપસ્થિતિઅર્થે અધિક ગ્રંથની આવશ્યકતા થવા માંડી. જેમ જેમ એ આવશ્યકતા વધતી ગઇ તેમ તેમ લોકોના અધિકારાનુસાર ઋષિમુનિઓએ સર્વ વાતોનો વિચાર કરી ભિન્ન ભિન્ન સૂત્રો જેવાં કે કલ્પસૂત્ર, ગૃહ્યસૂત્ર, પડ્દર્શનનાં સૂત્રો વિગેરે રચ્યાં તથા તેનું પોતપોતાના શિષ્યોને વેદરક્ષાઅર્થે રૂડે પ્રકારે અધ્યયન કરાવતા ગયા. એ શિષ્યો પોતાના પ્રશિષ્યોને, તેમણે પુનઃ પોતાના શિષ્યોને એમ શિષ્ટસંપ્રદાયથી અધ્યયન ચાલતું થયું તથા વેદના અર્થનો અવિપ્લવ રહ્યો. એમાં પણ જ્યારે અવિસ્તૃત ગ્રંથોથી ન ચાલ્યું ત્યારે વિસ્તૃત ગ્રંથો, તેઉપર વ્યાખ્યા, તેના પર બીજી વ્યાખ્યા વિગેરે થયાં. તેમ જ જ્યારે વિવેકશક્તિ ન્યૂન થઇ તથા રસશક્તિનું પ્રાબલ્ય દેખાયું ત્યારે પુરાણ, ઇતિહાસ વિગેરે જે કંઇ કઇ અંશે તો પૂર્વથી જ પ્રચલિત હતાં તેનું આવશ્યકતાસર ગ્રંથન થયું. આ રીતે વર્તમાનસર્ગના આરંભથી તે આ જ સુધી વેદરક્ષા ચાલતી આવી છે. તથા તેનેમાટે વિવિધ ગ્રંથો રચાતા ગયા છે. તેમાં હાલ થોડા થોડા ઉપલબ્ધ થાય છે. હાલ પણ આ જ નિયમથી દેશકાલનુસાર પ્રજાનો અધિકાર જોઇ મહાત્મા પુરુષો એ વેદના સિદ્ધાન્તને જ અધિકારી પ્રજાની પ્રજ્ઞાનુસાર વિવિધ ગ્રંથો રચી જણાવે છે. તથા ઇશ્વરઅનુગ્રહ છે ત્યાંસુધી એની એ વ્યવસ્થા ઉત્તરકાલે પણ સર્ગના અંતસુધી ચાલવાની, એ—ભૂતના દૃષ્ટાન્તથી ભાવિનું અનુમાન જો થતું હોય તો—અનુમાનથી દેખાય છે.

આ રીતે ઉપર જે ષડ્ દર્શન કહ્યાં તે વેદના સિદ્ધાન્તને અધિકારીભેદથી સ્પષ્ટ કરનાર છે અને વેદ સંપૂર્ણ જ્ઞાતવ્ય, કર્તવ્ય તથા પ્રાપ્તવ્યનો આકર છે તેથી જ વિવિધ પ્રસંગે જાત જાતના આક્ષેપો એનાપર અજ્ઞ મનુષ્યોથી થયા તોપણ આજપર્યન્ત એનું સામ્રાજ્ય સાત્ત્વિક પ્રજામાં રહ્યું છે. એ ષડ્ દર્શનોમાં બે ન્યાય, બે મીમાંસા તથા બે સાંખ્ય છે. બે સાંખ્યમાં (૧) કપિલમુનિપ્રણીત સાંખ્ય છે અને (૨) શ્રીપતંજલિમુનિપ્રણીત સાંખ્ય છે જે શ્રી-યોગાનુશાસન, યોગદર્શન, યોગસૂત્ર, સાંખ્યપ્રવચનવિગેરે નામથી પ્રસિદ્ધ છે. યોગ વિષયમાં આ કંઈ પ્રાથમક ગ્રંથ નથી પણ એની પૂર્વે પણ અનેક ગ્રંથો એ વિષયના અધિકારી પ્રજાનુસાર રચાયા હશે, એ આ યોગદર્શન જોતાં પણ સિદ્ધ થાય છે. છતાં છેલ્લી પ્રજામાટે રચાયલો આ ગ્રંથ હોવાથી અથવા અન્ય ગ્રંથોકરતાં પ્રજામાટે અધિક અનુકૂલ હોવાથી અન્ય ગ્રંથો લુપ્તવત્ થયા છે તથા જે જડે છે તે પ્રજાથી આ ગ્રંથ જેટલા સત્કૃત નથી.

આ શ્રીપતંજલિપ્રણીત યોગદર્શનમાં શા શા વિષય આવે છે તેનું યથાર્થ વિસ્તારથી જ્ઞાન તો મૂળ ગ્રંથથી થશે. તથાપિ એ શાસ્ત્રીય ગ્રંથ હોવાથી એ સમજવામાટે કંઇક સંક્ષેપની જરૂર દેખાય છે. તેથી તે વિગેરેનું પ્રતિપાદન પ્રાપ્ત થાય છે. ત્યાં પ્રાપ્તવ્ય પદાર્થ તો પૂર્વે કહ્યાપ્રમાણે સમગ્ર દુઃખનો આત્યંતિક અભાવ એ શાસ્ત્રમાં લીધો છે.[૧] ત્યાં સમગ્ર દુઃખનો ત્રણ પ્રકારમા વિભાગ થઇ શકે છેઃ તે આ છે. (૧) આધ્યાત્મિક, (૨) આધિભૌતિક અને (૩) આધિદૈવિક. ત્યાં જે દુઃખો શરીર તથા મનદ્વારા જ થાય છે તે આધ્યાત્મિક કહેવાય છે જેમકે વ્યાધિ તથા આધિ જે દુઃખો મનુષ્યથી થાય છે, સર્પાદિથી થાય છે તે સર્વ આ લોકના પદાર્થથી થતાં દુઃખ હોવાથી આધિભૌતિક છે, અને જે દુઃખો થવામાં આ લોકથી ભિન્ન લોકના નિવાસી નિમિત્તરૂપ હોય છે, જેમકે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વિગેરે, તે સર્વ આધિદૈવિક દુઃખો ગણાય છે. આ ત્રિવિધ દુઃખનો આત્યંતિક અભાવ થવો એ પુરુષાર્થ છે. તેમાં પણ જે દુઃખો ભો-

---

૧. આ અંશમાં આ શાસ્ત્રનો વેદાન્તસિદ્ધાન્તથી આપાતતઃ ભેદ દેખાય છે, કેમકે વેદાન્તશાસ્ત્રમાં પરમાનંદની પ્રાપ્તિ પણ માની છે. તથાપિ આ શાસ્ત્રમાં વિધાન કરેલાં સાધનોથી જે સ્થિતિ થાય છે તે સ્થિતિમાં પરમાનંદની પ્રાપ્તિ પણ થાય છે તેથી યદ્યપિ શાસ્ત્રમાં એ પ્રાપ્તવ્યની અંતર્ભૂત ગણી નથી છતાં વસ્તુસ્વરૂપે એ પણ અંતર્ભૂત થઈ શકે છે.

ગવાઇ ગયાં તેનું હાન થવું સંભવતું નથી, તેમ જ જે વર્તમાન કાલે ભોગવાય છે તેનું પણ હાન થવું અયુક્ત છે તેથી પરિશેષથી એ જ રહે છે કે જે અગામિ—અનાગત દુઃખ છે તે જ (ઉચ્છેદ કરવા યોગ્ય) છે. આ રીતે પ્રાપ્તવ્ય નિશ્ચિત થયું તેથી હવે એ વિચાર પ્રાપ્ત થાય છે કે એ દુઃખનું આત્યંતિક હાન કેવી રીતે થઇ શકે. ત્યાં એ પણ સિદ્ધ છે કે દુઃખ વ્યક્તિરૂપે અનંત છે તેથી પ્રત્યેક દુઃખનું હાન કરી શકવા સંભવ નથી. તેમ જ થોડાં ઘણાં દુઃખનું હાન થયું એટલાથી કૃતકૃત્યતા નથી કારણ કે એ એ દુઃખો વિલાઇ ગયાં તોપણ ઉત્તર કાલે, દુઃખવ્યક્તિ અનંત હોવાથી, અન્ય અન્ય આવી પ્રાપ્ત થવાનાં. અન્ય રીતે કહીએ તો આ સંપૂર્ણ દૃશ્યપ્રપંચરૂપ સંસાર દુઃખબહુલ છે તેથી એના હાન (ઉચ્છેદ) વિના એ દુઃખોનું આ રીતે કેમ હાન થઇ શકે. આ શાસ્ત્રમાં સંસારને દુઃખબહુલ જ માન્યો છે તેથી કોઇ કોઇ લોક જે એમ માને છે કે યોગશાસ્ત્રમાં સંસારને સુખબહુલ માન્યો છે એ કેવલ તેમની ભ્રાન્તિ છે. સંસાર ત્રણે કાળે દુઃખથી સંભિન્ન જ છે અને તેથી વિવેકીની દૃષ્ટિથી દુઃખરૂપ જ છે એ કેવલ આ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે એમ નથી પણ વેદાન્ત, ન્યાય, બૌદ્ધ, પાશુપત વિગેરે સમગ્ર આર્યશાસ્ત્રનો અભિન્ન સિદ્ધાન્ત છે. આ વિષયમાં પાશ્ચાત્ય લેખકોના વિચાર પણ મળતા આવે છે. જર્મન તત્ત્વશોધક શોપનહાવર તથા હાર્ટમાને આ અર્થની સિદ્ધિમાટે મોટા ગ્રંથો પ્રસિદ્ધ કર્યા છે તથા અતિવિસ્તારથી આ જ સિદ્ધાન્તનું સ્થાપન કર્યું છે. તેથી એ દુઃખબહુલ સંસારનું હાન થયાવિના દુઃખનું હાન થઇ શકે એમ નથી. અને સંસારનો ઉચ્છેદ સર્વથા થઇ જવો એ પણ અશક્ય છે તેથી આ રીતે દુઃખવ્યક્તિનો ઉચ્છેદ થઇ શકવા સંભવ નથી. તેથી એ જ શેષ રહ્યું કે એ દુઃખનો ઉચ્છેદ કરવા એના કારણનો ઉચ્છેદ થઇ શકે તો કરવો. દુઃખ એ જ એક પક્ષથી બંધ છે તેથી અન્ય શબ્દમાં કહીએ તો એ પ્રાપ્ત થયું કે બંધના કારણનો ઉચ્છેદ થઇ શકે તો કરવો. આ વિચારથી બંધ શાથી થાય છે એ વિચારવું પ્રાપ્ત થયું. તથા તે સાથે જ બંધ કોને થાય છે, જેને થાય છે તેમાં સ્વભાવસિદ્ધ છે કે કેમ વિગેરે વિચારો પ્રાપ્ત થયા, અર્થાત્ પ્રાપ્તવ્યના વિચારથી જ્ઞાતઅવિષય આવી પ્રાપ્ત થયો.

ત્યાં એ સંબંધમાં યોગશાસ્ત્રના સિદ્ધાન્તો આ પ્રમાણે છે:—સંસારના પદાર્થો વ્યક્તિરૂપે તથા અણુરૂપે અનંત છે છતાં તે સર્વનો

આ ચાર વિભાગમાં સમાવેશ થાય છે-(૧) કેટલાક કેવલ પ્રકૃતિરૂપ પદાર્થો છે, (૨) કેટલાક વિકૃતિરૂપ છે, (૩) કેટલાક પ્રકૃતિવિકૃતિ ઉભયરૂપ છે અને (૪) કેટલાક એવા છે કે જે કોઇના પ્રકૃતિરૂપ નથી તેમ વિકૃતિરૂપ પણ નથી. આ સ્થલે ભિન્ન તત્ત્વનું ઉપાદાન કારણ તે પ્રકૃતિ છે અને એ પ્રકૃતિના કાર્યરૂપ પદાર્થ તે વિકૃતિ છે. તત્ત્વોનો ભેદ સૂક્ષ્મતાના તારતમ્યથી થાય છે એટલે જે બે વસ્તુમાં ઇન્દ્રિયગ્રાહ્યત્વાદિ સમાન હોય છે તે ભિન્નતત્ત્વ કહેવાતાં નથી પણ જો એ બેમાંથી એક વિશેષ સૂક્ષ્મ હોય તો એ બે ભિન્ન તત્ત્વો કહેવાય છે. આ રીતે કોડીયું (શરાવ) તથા ઘટ એ બે ભિન્ન તત્ત્વો નથી કેમકે બંનેમાં ઇન્દ્રિયગ્રાહ્યત્વ સમાન છે. એ જ નિયમથી મૃત્તિકા તથા ઘટ એ બે ભિન્ન તત્ત્વો નથી વિગેરે. એથી ઉલટું પાર્થિવ-અણુ તથા એના કારણરૂપ આપ્ય(જલનું) અણુ એ બે ભિન્ન તત્ત્વ છે કારણ કે પાર્થિવ અણુ આપ્ય કરતાં વધારે સ્થૂલ છે. આ રીતે પ્રકૃતિ શબ્દનો અર્થ છે.

ત્યાં જે કેવલ પ્રકૃતિરૂપ પદાર્થ કહ્યો તે એક જ છે અને તે મૂલાપ્રકૃતિ અથવા પ્રધાન કહેવાય છે. એનું લક્ષણ સામ્યાવસ્થાથી ઉપલક્ષિત સત્ત્વાદિ ગુણત્રય એ છે. એથી એ કહ્યું કે એ પ્રકૃતિ વા પ્રધાન એક રૂપ કહી છે છતાં એ નામ અમુક અવસ્થાથી ઉપલક્ષિત અસંખ્ય અણુઓને આપવામાં આવ્યું છે. એ અણુઓ જે આ સમગ્ર સંસારના પરિણામી ઉપાદાન કારણરૂપ છે તે ત્રણ જાતના સ્વભાવવાળા છે અને તેથી આ ત્રણ વિભાગવાળા છેઃ (૧) સાત્ત્વિક, (૨) રાજસ અને (૩) તામસ, અર્થાત્ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ વિવિધ દ્રવ્ય તે આ અણુ છે. આથી એમ સમજવાનું નથી કે આ અણુમાંથી કેટલાક કેવલ સત્ત્વરૂપ છે, કેટલાક કેવલ રજસ્રૂપ છે તથા કેટલાક કેવલ તમસ્રૂપ છે પણ એ જ અર્થ વિવક્ષિત છે કે આ ત્રણ પ્રકારના સ્વભાવ સર્વે અણુમાં વિદ્યમાન છે. તેમાં કેટલાક અણુઓમાં સત્ત્વપ્રયુક્ત સ્વભાવની પ્રધાનતા હોય છે તેથી તે સાત્ત્વિક કહેવાય છે, કેટલાકમાં રજસ્પ્રયુક્ત સ્વભાવની પ્રધાનતા હોય છે તેથી તે રાજસ કહેવાય છે અને અન્યમાં તમસ્‌ની પ્રધાનતા હોય છે તેથી તે તામસ કહેવાય છે. આ પ્રકારના અસંખ્ય અણુઓ એ જ આ સંસારમાં જડ વસ્તુ છે. એ અણુઓ જ્યારે ગતિકલામાં હોય છે ત્યારે અહિં કહ્યા પ્રમાણે સાત્ત્વિકાદિ ધર્મોનો એમનામાં આવિર્ભાવ હોય છે. તથાપિ એવી ગતિ કલા હોતી નથી ત્યારે વિશ્રાન્તિ કલા પણ એ અણુઓની હોય છે. એ કલામાં જ્યારે એ અણુઓની સ્થિતિ હોય

છે ત્યારે એમના સાત્ત્વિક, રાજસ તથા તામસ ધર્મો તિરોભૂત થયેલા હોય છે. એનું નામ જ સામ્યાવસ્થા છે. એ અણુની આ સામ્યાવસ્થા અથવા આ સામ્યાવસ્થાવાળા એ અણુ તે પ્રકૃતિ વા પ્રધાનપદવાચ્ય છે. આ અવસ્થામાં સાત્ત્વિકાદિ ધર્મોનો તિરોભાવ થયેલો હોવાથી સર્વ અણુઓ એક સરખી જ બહિર્ સ્થિતિમાં હોય છે તેથી સ્ફુટ ભેદકના અભાવે એ સર્વ એક રૂપ જ લેખાય એમ છે. તેથી આ રીતે એ પ્રકૃતિ વા પ્રધાનને એક તત્ત્વ ગણ્યું છે. યોગશાસ્ત્રનો સિદ્ધાન્ત છે કે આ પ્રધાન વા પ્રકૃતિ નિત્ય છે અર્થાત્ સદા વિદ્યમાન છે. હવે જો સામ્યાવસ્થાવાળા અણુઓ એ અર્થ પ્રકૃતિ વા પ્રધાનનો લઇએ તો સર્ગસમયે એ અવસ્થાનો કેટલાક અણુમાં ભંગ થાય છે તેથી તે અંશમાં નિત્યત્વ નહિ આવે. તેથી એ નિત્યત્વનો નિર્વાહ કરવા શાસ્ત્રીય લક્ષણરૂપે સામ્યાવસ્થાથી ઉપલક્ષિત જે ગુણત્રય તે પ્રકૃતિ છે એ લક્ષણ આપવામાં છે પ્રલયસમયે પ્રકૃતિ આવા રૂપમાં હોય છે. જ્યારે અમુક કાળપર્યન્ત આ સામ્યાવસ્થામાં એ અણુઓ રહે છે ત્યારે એમાં વેગ પ્રાપ્ત થાય છે. એ વેગ પ્રાપ્ત થવાથી એમાં ક્ષોભ થાય છે, અર્થાત્ જે એક અવિભક્તરૂપે એ અણુની સ્થિતિ હતી તે હવે મટી જાય છે અને તેમાં ભેદની પ્રતીતિ થવા યોગ્યતા આવે છે.

આ સ્થિતિને પામેલા એ અણુઓ તે મહત્ તત્ત્વ કહેવાય છે. એમાં અમુક અણુઓ સાત્ત્વિક છે, અમુક રાજસ છે તથા અમુક તામસ છે એટલો ભેદ સ્ફુટ થાય છે પણ એથી વધારે ભેદની પ્રતીતિ થતી નથી. એ અણુમાંથી કેટલાક અણુઓ પોતાના સ્વભાવાનુસાર આ સ્થિતિમાં રહે છે અને અન્ય અધિક સ્થૂલતાને પામે છે. એ સ્થૂલતાને પામવાથી એમાં અહં એવી પ્રતીતિ થવાની યોગ્યતા આવે છે. આ સ્થિતિને પહોંચેલા એ અણુઓ અહંકાર શબ્દથી વ્યવહરાય છે. એ અણુમાં સાત્ત્વિક, રાજસ, તામસ ભેદ તો પૂર્વથી ચાલ્યા આવે છે. તેથી આ અણુઓ ત્રણ પ્રકારના થયા—સાત્ત્વિક અહંકારના અણુઓ, (૨) રાજસ અહંકારના અણુઓ અને (૩) તામસ અહંકારના અણુઓ. આમાંથી કેટલાક અણુઓ તો આના આ જ રૂપમાં પોતાના સ્વભાવાનુસાર સ્થિત થઇ જાય છે અને શેષ રહેલા અણુઓ અધિક સ્થૂલતાને પામતા ચાલે છે. તેમાં સાત્ત્વિક અહંકારના અણુઓ સ્થૂલતા પામતાં એમાં પ્રથમ ઇન્દ્રિયત્વ ધર્મ અધિક સ્ફુટ થાય છે. એ ઇન્દ્રિયો તે જ્ઞાનેન્દ્રિય છે અર્થાત્ એ અણુના પુનઃ કાર્ય વસ્તુ ચક્ષુ, શ્રોત્ર, ત્વક્, રસના અને ઘ્રાણ એ

પાંચ ભેદ પડે છે. જે રાજસ અહંકારના અણુઓ છે તેમાં પણ ઇન્દ્રિયત્વ ધર્મ અધિક સ્ફુટ થાય છે. ઇન્દ્રિયો તે કર્મેન્દ્રિય છે, અર્થાત્ એ અણુઓના પુનઃ કાર્યવશાત્ હસ્ત, પાદ, પાયુ, ઉપસ્થ અને વાક્ એ પાંચ ભેદ પડે છે; અને જે સાત્ત્વિકરાજસ અણુઓ છે તે સ્થૂલતા પામતાં મનરૂપ થઈ રહે છે. હવે જે તામસ અહંકારના અણુઓ રહ્યા તે સ્થૂલતાને પામતા ચાલે છે. તેમાંથી પ્રથમ શબ્દમાત્રનો પ્રકાશ થવાની યોગ્યતાવાળા અણુઓ થાય છે. આને શબ્દતન્માત્રા કહે છે. એમાંથી કેટલાક અણુઓ એ જ રૂપમાં અટકી જાય છે અને અન્ય પરિણામ પામતા અધિકમાં સ્પર્શ ધર્મના પ્રાકટ્યવાળા થાય છે. આને સ્પર્શતન્માત્રા કહે છે. આમાંથી પણ કેટલાક અણુઓ આ સ્થિતિમાં અટકી જાય છે અને અન્ય અધિક સ્થૂલ થતા રૂપધર્મનું પ્રાકટ્ય કરે છે. આને રૂપતન્માત્રા કહે છે. એમાંથી પણ કેટલાક અણુઓ સ્થૂલ થતા રસધર્મનું પ્રાકટ્ય કરે છે અને એમાંથી પણ કેટલાક અધિક સ્થૂલ થતા ગંધધર્મનું પ્રાકટ્ય કરે છે. આ બેને અનુક્રમે રસતન્માત્રા તથા ગંધતન્માત્રા કહે છે. આ રીતે આ પાંચ તન્માત્રાની ઉત્પત્તિ થાય છે. એમાં કેટલાક અણુઓ એ જ રૂપમાં રહી જાય છે અને અન્ય આગળ પરિણામ પામતા જાય છે. એ અણુઓમાંથી શબ્દતન્માત્રાનો જે સ્થૂલકલા થવાથી પરિણામ થાય છે તે અણુઓ આકાશના કહેવાય છે; તથા સ્પર્શતન્માત્રા, રૂપતન્માત્રા, રસતન્માત્રા તથા ગંધતન્માત્રાના આવા પરિણામો તે અનુક્રમે વાયુ, તેજ, જલ તથા પૃથિવીના અણુઓ કહેવાય છે.

આ રીતે મૂલ પ્રકૃતિથી મહત્ તત્ત્વ, ત્રિવિધ અહંકાર તથા પાંચ તન્માત્રાની અનુક્રમે ઉત્પત્તિ થાય છે. એ સાત તત્ત્વો મૂલ પ્રકૃતિનાં કાર્યરૂપ છે તથા પોતાની વિકૃતિનાં કારણરૂપ છે તેથી એ સાત પ્રકૃતિવિકૃતિરૂપ તત્ત્વો કહેવાય છે. અને એ સાતથી અતિરિક્ત જે ૧૬ તત્ત્વો ઉપર વર્ણ્યાં છે તે કેવલ વિકારરૂપ છે. ૫ જ્ઞાનેન્દ્રિય, ૫ કર્મેન્દ્રિય, મનસ્ તથા આકાશાદિ પાંચભૂત એનું આ ૧૬ થી ગ્રહણ થાય છે. એ ૧૬ને કેવલ વિકારરૂપ કહેવામાં એવો ભાવ નથી કે એ એના એ જ રૂપમાં રહે છે પણ એટલો જ માત્ર અર્થ વિવક્ષિત છે કે એ ૧૬નું સંયોગીકરણ થઈ જે કાર્યો ઉત્પન્ન થાય છે તે એનાથી અધિક સ્થૂલ નથી પણ એ ૧૬ની અવસ્થાવિશેષ છે. આથી ઘટ, પટવિગેરે પદાર્થો એ અણુઓમાંથી કેટલાકની અવસ્થા વિશેષરૂપ છે તેથી એ અણુઓ એનાં ઉપાદાન કારણરૂપ છે છતાં પ્રકૃતિરૂપ નથી. આ જ હેતુથી શાસ્ત્રોમાં

આ ૧૬ કાર્યોનું પ્રતિપાદન વિશેષતઃ આવતું નથી. કેમકે એ લૌકિક પ્રમાણુથી જણાઈ શકે છે અને એ ૧૬ની પૂર્વનાં જે તત્ત્વો છે તે લૌકિક સામર્થ્યથી જણાતાં નથી તેથી તેમનું વિસ્તારથી પ્રતિપાદન આવે છે.

આ રીતે ત્રણ પ્રકારના આ ૨૪ તત્ત્વોનું પ્રતિપાદન થયું. તેથી એ સર્વમાં સમગ્ર સંસાર જે દૃશ્ય હોવાથી જડસંજ્ઞાથી ઓળખાય છે તેનો સમાવેશ થઈ જાય છે. હવે જે તત્ત્વ પ્રકૃતિરૂપ નથી તથા વિકૃતિરૂપ પણ નથી તે રહ્યું. એનું નામ આ શાસ્ત્રમાં પુરુષ આપ્યું છે. એ પુરુષ આ સંપૂર્ણ જડથી વિલક્ષણ તત્ત્વ છે અર્થાત્ જડમાં જે જે ધર્મો હોય છે તેમાંથી સત્તા વ્યતિરિક્ત [1]કોઈ ધર્મ આ તત્ત્વમાં નથી. એ પુરુષ સત્ છે તથા ચિદ્રૂપ છે અર્થાત્ જ્ઞાનરૂપ [2] છે, જ્ઞાતા તથા દ્રષ્ટા આ પુરુષ નથી પણ જ્ઞાન વા દર્શનરૂપ જ છે. એ પુરુષ જાતે સ્વભાવથી બંધ વા મોક્ષ સર્વથી અતિરિક્ત છે, છતાં એ ચૈતન્યરૂપ હોવાથી એમાં ભોક્તૃત્વની યોગ્યતા છે. આ યોગ્યતા જ પ્રસંગે સ્વામિત્વની યોગ્યતા કહેવાય છે. આ યોગ્યતાવશાત્ જડ પ્રકૃતિ પરિણામ પામે છે, અર્થાત્ જેમ નર્તકી પ્રેક્ષકને પોતાનું રૂપ તથા અભિનય બતાવવા વિવિધ ચેષ્ટાઓ રંગભૂમિપર પ્રાપ્ત થઈ કરે છે તથા તે થઈ રહ્યાથી નિવૃત્ત થાય છે તેમ આ પ્રકૃતિ પોતાના સ્વભાવથી જ આ પુરુષના દૃશ્ય થવા અર્થે વિવિધ પરિણામોને પામે છે અને જ્યારે પૂર્ણાંશે જે જે પુરુષની દૃશ્ય થઈ રહે છે ત્યારે તે તે પુરુષની અપેક્ષાથી નિવૃત્ત થાય છે.

આ પુરુષોમાં વાસ્તવ ભેદ કોઈ જાતનો નથી છતાં ઉપાધિભે-

---

૧ સાંખ્યયોગમાં પ્રકૃતિને તથા તેનાં કાર્યને સ્વતંત્ર સત્તાવાળા માન્યાં છે તથા પુરુષને પણ સ્વતંત્ર સત્તાવાળા માન્યા છે એ એ શાસ્ત્રોમાં તથા વેદાન્તમાં ભેદ છે. વેદાન્તમાં પુરુષથી અતિરિક્ત સર્વને વ્યાવહારિક સત્તાવાળા જ માન્યા છે. આ બે શાસ્ત્રમાં પુરુષોને નાના માન્યા છે તથા વેદાન્તમાં નાના ન લેતાં એક સર્વવ્યાપક તત્ત્વ લીધું છે જેને બ્રહ્મ સંજ્ઞા આપી છે. આ વિરોધનો પણ પરિહાર થઈ શકે છે છતાં અત્ર પ્રસ્તુત નહિ હોવાથી તે કરવા આદર કર્યો નથી.

૨ આ અંશમાં ન્યાયશાસ્ત્રથી વૈલક્ષણ્ય છે. ન્યાયમાં આત્માને જ્ઞાતા માન્યો છે તથા ઇચ્છા, ધર્મ, અધર્મ વિગરે આત્માના વિશેષગુણો માન્યા છે. આ શાસ્ત્રમાં ન્યાયથી આગળની કક્ષા પર જઈ એ ગુણો પ્રકૃતિના જ માન્યા છે તથા આત્માને એ સર્વથી રહિત માન્યો છે.

દથી એમાં પણ ભેદનો વ્યવહાર કરાય છે. ત્યાં પુરુષની ઉપાધિરૂપ એક પક્ષે જોતાં સમગ્ર પ્રકૃતિ છે છતાં વિશેષ વિચારથી સમગ્ર પ્રકૃતિ ન લેતાં પ્રકાશ સ્વભાવપણું હોવાથી મહત્તત્ત્વ ( બુદ્ધિસત્ત્વ ) જ લેવાય છે. પ્રતિપુરુષની ઉપાધિરૂપે અનાદિકાળથી આવું એક બુદ્ધિસત્ત્વ વા ચિત્ત હોય છે એ ચિત્ત તે પુરુષનું ભોગ્ય થવાની યોગ્યતાવાળું હોય છે, તેથી જે પુરુષના ભોગ્ય થવાની યોગ્યતા એનામાં અનાદિકાળથી સિદ્ધ હોય છે તેનું એ સ્વ કહેવાય છે અને તેની અપેક્ષાથી એ પુરુષ તેનો સ્વામી કહેવાય છે. આ ઉપાધિને લીધે જ પુરુષ દ્રષ્ટા થાય છે. તે આ રીતેઃ પુરુષ સર્વ વ્યાપક ચેતનરૂપ છે તથા બુદ્ધિસત્ત્વ સત્ત્વપ્રધાન હોવાથી અતિસ્વચ્છ છે તથા પરિચ્છિન્ન છે. તેથી જ્યાં સુધી એ બુદ્ધિસત્ત્વ પોતારૂપે વિદ્યમાન રહે છે ત્યાં સુધી સ્વચ્છ હોવાથી એમાં પુરુષનું પ્રતિબિંબ પડે છે. આ રીતે ચૈતન્યનું પ્રતિબિંબ પડવું એને ચિચ્છાયાપત્તિ કહે છે. આ ચિચ્છાયાપત્તિથી જડ છતાં પણ બુદ્ધિસત્ત્વ ચેતનવત્ થઇ રહે છે, તેથી દ્રષ્ટા થાય છે, અને જેમ સૈનિકોએ કરેલા જય તથા પરાજયનો રાજામાં આરોપ કરવામાં આવે છે તેમ અવિદ્યાવશાત્ આ દ્રષ્ટામાં રહેલા ધર્મોનો પુરુષમાં આરોપ કરવામાં આવે છે. તેથી વસ્તુતઃ નહિ છતાં પુરુષ દ્રષ્ટા, જ્ઞાતા, ઇચ્છાવાન્, સંકલ્પવાન્ વિગેરે મિથ્યા ગણાય છે. આ રીતનો બુદ્ધિપુરુષનો સંયોગ પણ બંધ કહેવાય છે. આ રીતે એ ઠર્યું કે બુદ્ધિસત્ત્વમાં રહેલા સુખદુઃખાદિનો અવિદ્યાવશાત્ પુરુષમાં મિથ્યા આરોપ કરવામાં આવે છે, વસ્તુતઃ પુરુષમાં એ સર્વનો અત્યંતાભાવ જ છે. વળી ચિત્ત એ મધ્યમ પરિણામવાળું અણુ છે તથા જેમ સૂર્યમાંથી કિરણો નીકળે છે તેમ એ ચિત્ત પણ પ્રસંગ પ્રાપ્ત થયે દ્રવે છે એટલે દ્રવરૂપ પરિણામને પામે છે. એ દ્રવરૂપ પરિણામો તે વૃત્તિ કહેવાય છે. એ વૃત્તિ પણ સ્વચ્છ હોવાથી પુરુષપ્રતિબિંબવાળી છે. એ વૃત્તિના જ જ્ઞાન, ઇચ્છા, સંકલ્પ વિગેરે વિવિધ ભેદો પડે છે. અહિં એ નિયમ છે કે જે પ્રતિબિંબ હોય તે ઉપાધિસદૃશ થઇ રહે છે, અર્થાત્ પુરુષ પ્રતિબિંબ તે વૃત્ત્યાકાર દેખાય છે. તેથી વૃત્તિનો જે આકાર તે જાણે પુરુષનો આકાર હોય એમ થાય છે. આનું નામ જ વૃત્તિસારૂપ્ય છે તથા આ ઉપાધિવશાત્ જ પુરુષ પ્રત્યયાનુપશ્ય ( વૃત્તિનો દ્રષ્ટા ) કહેવાય છે.

આ સર્વથી એ થયું કે પુરુષ નિત્ય છે, અપરિણામી છે તથા સર્વે એક જ સરખા છે તથા જે ચિત્તની અપેક્ષાથી એમાં સ્વામિ-

ત્વના યાગ્યતા રહી છે તે ચિત્ત વા બુદ્ધિસત્ત્વના ભેદે કરીને ભિન્ન ભિન્ન કહેવાય છે. આ પ્રમાણે પુરુષો અસંખ્ય છે છતાં તે સર્વનો આ પાંચમાં સમાવેશ થાય છેઃ ( ૧ ) પ્રાકૃત પુરુષો, ( ૨ ) વિદેહ, પ્રકૃતિલય વિગેરે, ( ૩ ) જીવન્મુક્ત પુરુષો, ( ૪ ) કૈવલ્યને પામેલા ( કુશલ ) પુરુષો, અને ( ૫ ) ઈશ્વરરૂપ પુરુષ. ત્યાં જે પુરુષોનું ચિત્ત ક્ષિપ્ત, વિક્ષિપ્ત વા મૂઢ સ્થિતિમાં છે તે પુરુષો પ્રાકૃત પુરુષો કહેવાય છે; જેઓ ઇન્દ્રિયાદિ ષોડશ વિકારની તથા પ્રકૃતિનીજ આત્મારૂપે ઉપાસના કરી દેહપતન સુધી આગળ વધ્યા નથી તેઓ એ પતન પછી ચિત્તની એક જાતની સંસ્કારશેષાવસ્થાને જન્મથીજ પામે છે તથા તે તે ધ્યેયના વાતાવરણમાં લીન થઈ રહે છે તે વિદેહ તથા પ્રકૃતિલયપુરુષો છે. જે પુરુષોનાં ચિત્તમાં પુરુષતત્ત્વ તથા પ્રકૃતિસુધીનાં સર્વે જડ તત્ત્વોનો દૃઢ અપરોક્ષ સાક્ષાત્કાર થયો છે છતાં જેમનાં ચિત્ત પ્રારબ્ધસંસ્કારનો ક્ષય નહિ થવાથી વિદ્યમાન રહ્યાં છે તેઓ જીવન્મુક્ત છે અને પ્રારબ્ધ સંસ્કારનો પણ ક્ષય થઈ જવાથી જેઓનાં ચિત્ત અધિકારરહિત થઈ જઈ પોતાના કારણમાં આત્યંતિક લયને પામી ગયાં છે તે કૈવલ્યપામેલા ( કુશલ ) પુરુષ છે. તથા આ સર્વથી વિલક્ષણ પુરુષવિશેષ તે ઈશ્વર છે. ઈશ્વર અનાદિ સિદ્ધ પુરુષ છે તથા સદા સર્વજ્ઞ છે. એમના ચિત્તમાં મૂળથી જ અવિદ્યાનો અભાવ હોવાથી અવિદ્યામૂલક સર્વનો અભાવ હોય છે છતાં એ ચિત્ત કદાપિ આત્યંતિક લયને પામતું નથી. સર્ગસમયે તો એ ચિત્ત રહે છે તથા નિયન્તૃત્વ વિગેરે વ્યાપાર કરે છે. પ્રલયસમયે ઉત્તર સર્ગના સંકલ્પપૂર્વક કારણમાં એ ચિત્ત લયને પામે છે તેથી એ સંકલ્પાનુસાર સર્ગ સમયે એ ચિત્ત પ્રથમ પરિણામ પામી આવે છે તથા ઈશ્વરને પ્રાપ્ત થાય છે. એ ચિત્તવડે જગત્સર્જનરૂપ સંકલ્પ ઈશ્વર કરેછે અર્થાત્ પ્રધાનની સામ્યાવસ્થાનો ભંગ કરે છે તથા એ પ્રધાનને પરિણામ પામવામાં જે પ્રતિબંધક હેતુ હોય તેને પોતાના સ્વભાવસામર્થ્યથી દૂર કરી દે છે એટલે પ્રધાન ( પ્રકૃતિ ) પોતાના સ્વભાવથી ઉત્તર ઉત્તર કાર્યરૂપે પરિણામ પામતી ચાલે છે. એ ચિત્તવડે જ ઈશ્વર ફલનું પ્રવર્તન કરાવે છે તથા બ્રહ્માદિ સર્વને પૂર્વ સર્ગના વેદોનો બોધ કરે છે. એ ચિત્તવડે જ શ્રીઈશ પ્રકૃતિસ્થ નિયમાનુસાર વિવિધ લીલાતનુ તથા અદૃષ્ટવિશેષજન્ય તનુઓને પ્રકટાવે છે તથા તેમના દ્વારા સાંકેતિક વ્યવહારો કરાવે છે.[1]

૧ આ અંશમાં આ શાસ્ત્ર સાંખ્ય શાસ્ત્રથી કંઇક ભેદવાળું છે. સાંખ્ય

આ રીતે આ શાસ્ત્રમાં તત્ત્વો સ્વીકાર્યા છે. એથી હવે દુઃખનો હેતુ શો છે એ સ્પષ્ટ થાય છે. ત્યાં પુરુષમાં તો દુઃખ છેજ નહિ. દુઃખ એ તો ચિત્તની વૃત્તિ માત્ર છે. તેથી જ્યાંસુધી ચિત્ત (બુદ્ધિસત્ત્વ) વૃત્તિરૂપે પરિણામ પામે છે ત્યાંસુધી દુઃખની પ્રતીતિ થવાની કેમકે એ ચિત્તમાં પુરુષનું પ્રતિબિંબ પડવાનું તેથી એ ચિત્ત દ્રષ્ટારૂપે થવાનું તથા એ ચિત્તસત્ત્વ અને પુરુષનો વિવેક (અપરોક્ષ ભેદજ્ઞાન) નહિ થાય ત્યાંસુધી એ ચિત્તગત દુઃખનો પુરુષમાં આરોપ થવાનો, કારણકે એ ચિત્તના પરિણામસમયે પુરુષ જાણે તદાકાર પરિણામને પામેલો હોય એવો થવાનો અર્થાત્ વાસ્તવ વિકાર ન છતાં પુરુષમાં વિકારનો આરોપ થવાનો ચિત્તનો પરિણામ જે સમયે હોય છે તેને જ વ્યુત્થાન કહે છે તેથી અન્ય રૂપે કહીએ તો વ્યુત્થાનસમયે પુરુષનું વૃત્તિસારૂપ્ય હોવાથી પુરુષમાં દુઃખનો આરોપ થવાનો અને જ્યાં પર્યન્ત ચિત્તની સ્થિતિ છે ત્યાં પર્યન્ત ચિત્તનો વૃત્તિઆકાર પરિણામ થવાનો. તેથી એ ઠર્યું કે અવિદ્યાહેતુક ચિત્તનો પુરુષસાથેનો સંયોગ તે જ દુઃખ માત્રનો હેતુ છે. એ હેતુનો વિનાશ થાય ત્યારે એ દુઃખનો વિનાશ થાય છે. તેથી હવે પ્રસ્તુતસિદ્ધિમાટે એ સંયોગનો વિનાશ કેવી રીતે થાય છે તે વિચારવાનું રહ્યું. ત્યાં એક પક્ષે તો એ સંયોગ અવિદ્યાને લીધે જ થાય છે કેમકે જો પુરુષનું (પોતાનું) યથાર્થ જ્ઞાન હોય તથા પ્રકૃતિ અને બુદ્ધિસત્ત્વનું યથાર્થ જ્ઞાન હોય તો પછી બુદ્ધિસત્ત્વથી પોતાનો (પુરુષનો) વિવેક સિદ્ધ થવાનો તેથી પછી બુદ્ધિસત્ત્વના ધર્મનો પોતામાં આરોપ કદાપિ થવાનો નહિ. તેથી આ વિચારથી એ પ્રાપ્ત થયું કે એ અવિદ્યાની નિવૃત્તિ થાય તો પછી દુઃખનો પોતામાં અભાવ થાય. ત્યાં અવિદ્યાની નિવૃત્તિ એના વિરોધીથી જ થઇ શકે. અવિદ્યાનું વિરોધી વિદ્યારૂપ તત્ત્વજ્ઞાન છે. તેથી એ થયું કે તત્ત્વજ્ઞાન (પુરુષ તથા બુદ્ધિસત્ત્વના ભેદનું જ્ઞાન) થાય તો એ અવિદ્યાની નિવૃત્તિ થાય અને એ થાય એટલે એને લઇને જે બુદ્ધિસત્ત્વના ધર્મનો પોતામાં આરોપ થાય છે તે નહિ થાય, અર્થાત્ દુઃખનો અભાવ કરવા તત્ત્વજ્ઞાનની (વિવેકખ્યાતિની) સંપ્રાપ્તિ કરવી જોઇએ તેમાં પણ અવિદ્યાથી અપરોક્ષ ભ્રાન્તિ થઇ છે તેથી એની નિવૃત્તિ પરોક્ષ જ્ઞાનથી થતી નથી, પણ અપરોક્ષ જ્ઞાનથી થઇ શકે છે તેથી એ વિવેકખ્યાતિ પણ વિવેકસાક્ષાત્કારરૂપ હોવી જોઇએ એ પ્રાપ્ત થયું. આ રીતે

---

શાસ્ત્રમાં આ પુરુષવિશેષરૂપ ઈશ્વરના વિના જ પ્રક્રિયા પ્રતિપાદન કરી છે, છતાં વાસ્તવ વિરોધ નથી જ.

વિવેકસાક્ષાત્કાર થવાથી ભ્રાન્તિ દૂર થવાની અને તેથી એ સંયોગ ક્રમે કરીને મટી જવાનો. એ સંયોગ મટવાથી દુઃખનો અભાવ થવાનો. તેથી એ વિવેકખ્યાતિની પ્રાપ્તિ કરવી એ કર્તવ્ય સિદ્ધ થયું.

અહિં એ કહેવું કે આ રીતે વિવેકખ્યાતિ પ્રાપ્ત થઇ તો પછી દુઃખનો પોતામાં આરોપ નહિ થાય એ વાત સાચી તથાપિ બુદ્ધિ-સત્ત્વ-ચિત્ત-વિદ્યમાન રહેવાથી એના પરિણામરૂપ વૃત્તિ થવાની તેથી આ દુઃખ છે એ જાણવારૂપ ભોગ એ પુરુષને પણ રહેવાનો તેથી દુઃખનો અત્યંતોચ્છેદ આથી નહિ થાય. આ યોગ્ય નથી કારણ કે આ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે કે પ્રકૃતિની સામ્યાવસ્થાથી ચ્યુતિ થઇ જે કાર્યાકાર-પરિણામ થાય છે તેમાં ભેદ પ્રતીત થાય છે, તેથી એ ભેદનો હેતુ કોઇ પણ હોવો જોઇએ. એ હેતુ તે એ અણુઓમાં રહેલા સંસ્કારો જ છે. એ સંસ્કારોના સંચિત અને પ્રારબ્ધ એવા બે ભેદ છે. તેથી ચિત્તની ચિત્તરૂપે સ્થિતિ કરી રાખનાર નિમિત્ત તો આ બે પ્રકારના સંસ્કાર છે. એ સંસ્કારનો અભાવ થઈ જાય ત્યારે પછી એ અણુની ચિત્તરૂપે સ્થિતિ થવામાં નિમિત્ત નહિ હોવાથી એ અણુ સદા કારણાકાર થઈ રહેવાનુ. ત્યાં એ સંસ્કારોમાં એવો નિયમ છે કે જ્યાં સુધી અવિદ્યાની સ્થિતિ હોય ત્યાં સુધી જ એ સંસ્કારો પોતાનું ફલ પ્રવર્તાવી શકે છે. તેથી વિવેકસાક્ષાત્કાર થયો એટલે અવિદ્યાનો ઉચ્છેદ થવાથી એને અવલંબન કરી રહેનાર સંચિત સંસ્કારો દગ્ધબીજ થઇ જશે તેથી એનો પ્રરોહ થશે નહિ. અને જે પ્રારબ્ધસંસ્કારો છે તેમણે પોતાના ફલની પ્રવૃત્તિ કરી છે તથા તે અવિદ્યાના સંસ્કારોનો આશ્રય કરી રહેલા છે તેથી તેના અનુવૃત્તિ એ અવિદ્યાના સંસ્કારની સ્થિતિપર્યન્ત રહેશે. એ અવિદ્યાના સંસ્કારનું અવસાન કાં સામાન્ય રીત્યા ગૌણ ભોગથી, વા કાયવ્યૂહવડે કરાતા ભોગથી થાય છે અથવા તો દીર્ઘ અભ્યાસથી ચિત્તનો અત્યંત નિરોધ થયે થઇ જાય છે. ચિત્તસત્ત્વને અવિદ્યાનો ઉચ્છેદ થયા પછી નવીન સંસ્કારોને ગ્રહણ કરવાનું સામર્થ્ય રહેતું નથી. તેથી સર્વ રીત્યા એ સિદ્ધ થયું કે વિવેકસાક્ષાત્કાર સિદ્ધ થયા પછી એ પુરુષ ચરમ દેહવાળા થાય છે અને જો અલ્પ સમયમાં દુઃખદર્શન માત્રનો અભાવ કરવો ઇપ્સિત હોય તો એ વિવેકસાક્ષાત્કાર પછી પણ એનો અભ્યાસ જારી રાખી ચિત્તને કેવલ નિરુદ્ધ કરી દેવું, જેથી નિરોધબલે અવિદ્યાસંસ્કાર માત્રનો દાહ થઈ જઇ ચિત્તસત્ત્વ સૂક્ષ્મ થઇ જઈ સદા કારણાકાર થઇ રહે. જ્યારે ચિત્ત કારણાકાર (પ્રધાનાકાર) થઇ રહ્યું ત્યારે પછી ચિત્તના અભાવે વૃત્તિનો અભાવ અને એ એના અ-

ભાવે દુ:ખનો અભાવ તથા એમાં પડતા પુરુષપ્રતિબિંબનો અભાવ થવાનો તેથી એ સમયે પુરુષ વસ્તુતઃ કેવલ (કુશલ) જ હતો છતાં ઉપાધિના અભાવે તત્સારૂપ્યનો અભાવ થવાથી કેવલ વા કુશલ વા મુક્ત થયો કહેવાય છે. તેથી વિવેકસાક્ષાત્કાર એ જ મોક્ષનું સાધન સિદ્ધ થઈ રહે છે.

અન્ય રીતે કહીએ તો પૂર્વે સૂચવ્યાપ્રમાણે પુરુષના અર્થની પ્રાપ્તિ કરાવવા માટે નર્તકીવત્ પ્રધાન કાર્યાકાર પરિણામને પામે છે, અને જ્યારે પુરુષના અર્થની પ્રાપ્તિ થઈ રહે છે ત્યારે પ્રધાનના કાર્યાકાર પરિણામ થવામાં નિમિત્તના અભાવે એ પરિણામ થતો નથી અર્થાત્ પ્રધાનમાંથી ચિત્તનો ઉદ્ભવ થતો નથી. ત્યાં પુરુષના અર્થ તે ભોગ અને અપવર્ગ છે. પ્રકૃતિ તથા પુરુષના તત્ત્વનો સાક્ષાત્કાર એ અપવર્ગ છે અને એથી અતિરિક્ત જે જ્ઞાન (દર્શન) તે ભોગ છે. એમાં ભોગની પ્રાપ્તિ તો ચિત્ત સર્વને કરાવે જ છે, માત્ર અપવર્ગની પ્રાપ્તિ કરાવવી શેષ હોય છે. તેથી એ અપવર્ગરૂપ વિવેકસાક્ષાત્કારની પ્રાપ્તિ થઇ એટલે પ્રકૃતનું સંપૂર્ણાંશે દર્શન થઇ જવાથી પ્રકૃતિ નિવૃત્ત થાય છે અર્થાત્ ચિત્તનો અધિકાર સમાપ્ત થઈ જવાથી ચિત્ત સદા પ્રકૃતિરૂપ થઇ રહે છે. તેથી આ રીતે પણ વિવેકસાક્ષાત્કાર જ કર્તવ્ય ઠરે છે.

આ સર્વથી એ સિદ્ધ થયું કે ત્રિવિધ દુ:ખના હાનમાટે વિવેકસાક્ષાત્કાર તથા એના પુનઃ પુનઃ અભ્યાસથી ચિત્તની કેવલ નિરુદ્ધાવસ્થા સંપાદન કરવી યોગ્ય છે. એ પણ સહસા થતાં નથી પણ સાધનોની અપેક્ષા રાખે છે. એમાં મુખ્ય સાધન તો ચિત્તની અનુકૂલ અવસ્થા એજ છે. ત્યાં જે વિવેકસાક્ષાત્કારમાટે અનુકૂલ અવસ્થા તેને આ શાસ્ત્રમાં સંપ્રજ્ઞાતયોગ કહ્યો છે. એ સંપ્રજ્ઞાતયોગ પ્રાપ્ત થયો એટલે વિવેકસાક્ષાત્કારનો ઉદય થાય છે. એ ઉદય થવાથી એના પુનઃ પુનઃ અભ્યાસથી જેને પરવૈરાગ્ય ગ્રંથકાર કહે છે તે થાય છે તથા અંતે ચિત્તની કેવલ નિરુદ્ધાવસ્થા (જે અસંપ્રજ્ઞાતયોગ કહેવાય છે તે) પ્રાપ્ત થાય છે. એની પ્રાપ્તિ થઇ એટલે દુ:ખનો આત્યંતિક અભાવ થઇ જાય છે. તેથી સંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ કેવી રીતે થાય એ હવે જિજ્ઞાસ્ય થયું. એના ઉત્તરમાં અધિકારિભેદ અવશ્ય પ્રાપ્ત થવાનો. કારણ કે જે ચિત્તની જેવી અવસ્થા તેવાં તેને માટે સાધનો હોવાં જોઇએ તથા તે તે સાધનોનું તે તે પ્રમાણમાં મૃદુ, મધ્ય તથા તીવ્રતાથી અનુષ્ઠાન કરવું જોઇએ. તેમાં પ્રતિઅધિકારીને કયાં કયાં સાધનો કેટલા વેગથી કેવી રીતે સાધવાં એ

તો યોગીશ્વર શ્રીસદ્ગુરુદ્વારા જ જાણી શકાય એમ છે, અન્ય કોઇ ઉપાય એ માટે નથી. તથાપિ સામાન્ય રીતે એ સંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ માટે યોગાંગોનું અનુષ્ઠાન અપેક્ષિત છે, તથા એ સાથે વૈરાગ્યની સિદ્ધિ કરતાં જવું જોઇએ અર્થાત્ વૈરાગ્ય અને યોગાંગનો અભ્યાસ એ બે મળે ત્યારે સંપ્રજ્ઞાતયોગની સિદ્ધિ થઇ શકે છે. વૈરાગ્યનું વિવિધ ભેદથી પ્રતિપાદન કરાય છે તથા એની સિદ્ધિમાટે નાનાવિધ યુક્તિઓ શ્રીસદ્ગુરુ પાસેથી પ્રાપ્ત કરવાની હોય છે તથાપિ સામાન્ય સ્વરૂપ એ છે કે જ્યારે ચોદે લોકનાં સુખને અંતઃકરણ કાકવિષ્ટાસમ જાણી તેથી અચલ રહે ત્યારે તેને વૈરાગ્યપ્રાપ્ત જાણવું.

અભ્યાસના વિષયરૂપ યોગાંગ આ આઠ છેઃ ( ૧ ) યમ, (૨) નિયમ, ( ૩ ) આસન, ( ૪ ) પ્રાણાયામ, ( ૫ ) પ્રત્યાહાર, (૬) ધારણા, ( ૭ ) ધ્યાન તથા ( ૮ ) સમાધિ, અથવા એને પરસ્પરમાં અંતર્ભાવ કરી કહીએ તો ( ૧ ) યમ નિયમ, ( ૨ ) આસન, ( ૩ ) પ્રાણાયામ તથા પ્રત્યાહાર અને ( ૪ ) સંયમ આ સર્વનું સ્વરૂપ ગ્રંથમાં વિસ્તારથી પ્રતિપાદન કર્યું છે તેથી અત્ર કરવા જરૂર નથી.

આ રીતે આ યોગાંગનું અનુષ્ઠાન થવાથી સંપ્રજ્ઞાત યોગ પ્રાપ્ત થાય છે, તેથી વિવેકખ્યાતિ થાય છે, તેથી અવિદ્યાનો નાશ થાય છે, તેથી બુદ્ધિસત્ત્વ તથા પુરુષનો સંયોગ જે દુઃખનો હેતુ છે તે જતો રહે છે અને તેથી અંતે પુનરુદ્ભવ થવાની યોગ્યતા વિના દુઃખ માત્રનો આત્યંતિક અભાવ થાય છે. આ સમયે દ્રષ્ટા મનાયેલા પુરુષ દૃશિમાત્રના અભાવે કોઇ પણ આકારવાળો થયેલો ભાસનાર એમ નથી તેથી પોતાના સ્વરૂપે અવસ્થિત થયેલો કહેવાય છે એ જ પુરુષનો કૈવલ્ય છે અને બુદ્ધિસત્ત્વનો ખરી રીતે મોક્ષ છે, જે સર્વ જ્ઞાનવાન્ પ્રાણીનું પરિણામ મંતવ્ય છે.

આ પ્રમાણે આ દર્શનનો પ્રમેય ભાગ છે. પ્રમાણ વિષયમાં આ શાસ્ત્રમાં ત્રણને સ્વીકાર્યાં છેઃ પ્રત્યક્ષ, અનુમાન અને આગમ. અન્યત્ર જે ચાર, પાંચ, છ વા આઠ પ્રમાણો સ્વીકારાય છે તે સર્વેનો આ ત્રણમાં જ અંતર્ભાવ કર્યો છે. ત્યાં પ્રત્યક્ષપ્રમાણ સંબંધે આ શાસ્ત્રનો સિદ્ધાન્ત ન્યાયવૈશેષિક સિદ્ધાન્તથી જુદો છે, સાંખ્ય સાથે અભિન્ન છે અને વેદાન્તસાથે બહુધા અભિન્ન છે. આ શાસ્ત્રસંમત પ્રક્રિયા આ છે કે પ્રમેયનિરૂપણ સમયે કહ્યા પ્રમાણે ચિત્તસત્ત્વ સ્વચ્છ છે, પરિચ્છિન્ન પરિમાણવાળું છે તથા દ્રવ પામવાની યોગ્યતાવાળું છે. જ્યારે વિષયના સામીપ્યથી ચક્ષુરાદિ ઇન્દ્ર-

ક્રમાં ક્ષોભ થઇ ઇન્દ્રિયમાં ક્ષોભ થાય છે ત્યારે એ ક્ષોભથી ચિત્ત-સત્ત્વનાં સામાન્યરૂપે ઇન્દ્રિયસાથે સંબદ્ધ થયેલા દ્રવમાં ક્ષોભ થાય છે. એ ક્ષોભ થવાથી એ દ્રવનો પ્રવાહ તે તે ઇન્દ્રિયશક્તિથી તે તે ઇન્દ્રિય ગોલકદ્વારા બહાર જાય છે, તથા જેમ કોઇ બીબામાં દ્રુત રસ અર્થાત્ દ્રવ તદાકાર પરિણામને પામે છે તેમ આ બહિર્ પ્રેરાયેલો દ્રવ પણ તે તે વિષયાકાર પરિણામને પામે છે. એ વિષયાકાર પરિણામને પામેલા દ્રવરૂપ વૃત્તિ દ્રષ્ટાનું દૃશ્ય થાય છે એ જ પ્રત્યક્ષ છે અને વિષયોનું જે દૃશ્ય થવું તે આ વૃત્યારૂઢ થવાથી થાય છે. આજ રીતે જ્યારે સંયમની સિદ્ધિથી તે તે વિષયમાં પૂર્ણ એકાગ્રતા થાય છે ત્યારે તે તે વિષયાકાર ચિત્તવૃત્તિ થઇ રહે છે તેથી તે વિષયનું પ્રત્યક્ષ થાય છે. એ તદાકારતા થવી એને જ સમાપત્તિ વા તદંજનતા પણ કહે છે. તેથી જો એ વિષય ગ્રાહ્યરૂપ હોય છે તો ગ્રાહ્યસમાપત્તિ થાય છે, ગ્રહણરૂપ હોય છે તો ગ્રહણસમાપત્તિ થાય છે અને ગૃહીતૃરૂપ હોય છે તો ગૃહીતૃસમાપત્તિ થાય છે તથા એ સમાપત્તિથી તે તે પદાર્થ સાક્ષાત્ થાય છે.

અનુમાનસંબંધમાં આ શાસ્ત્રમાં વાપરેલા શબ્દો તથા કરેલા વિભાગ વિગેરે તથા સાંખ્ય શાસ્ત્ર અને ગૌતમ ન્યાય એ બે શાસ્ત્રમાં વાપરેલા શબ્દો તથા કરેલા વિભાગ વિગેરે સમાન છે. એનું તથા આગમ પ્રમાણનું નિરૂપણ વ્યાખ્યામાં વિસ્તારથી કર્યું છે તેથી ત્યાં જોવું.

પરાપૂર્વથી કાર્યકારણસંબંધે ત્રણ વાદ ચાલતા આવ્યા છે. કેટલાક આરંભવાદ સ્વીકારે છે, કેટલાક પરિણામવાદ સ્વીકારે છે અને અન્ય વિવર્તવાદ સ્વીકારે છે. ત્યાં ન્યાયવૈશેષિક દર્શનો આરંભવાદ સ્વીકારે છે. જ્યારે મૃત્તિકામાંથી ઘટની ઉત્પત્તિ થાય છે ત્યારે એ વાદ સ્વીકારનાર એવું માને છે કે ઉત્પત્તિપૂર્વે ઘટ અસત્ હતો અને કારકવ્યાપાર પછી એ ઘટ સત્તાને પામે છે. આ રીતે કારકવ્યાપારથી અસત્ પદાર્થનું અસ્તિત્વમાં આવવું એ માનવું એ આરંભવાદ છે. એ વાદમાં ઉપાદાન કારણથી કાર્ય ભિન્ન પદાર્થ લેવાય છે. ઘટ એ મૃત્તિકાની અવસ્થાવિશેષ નથી પણ મૃત્તિકામાં સમવાયસંબંધરૂપ સંબંધવિશેષથી રહેતો કોઇ અત્યંત ભિન્ન પદાર્થ છે. આ રીતે કાર્યનું સ્વરૂપ માનેલું હોવાથી કારણની કાર્યમાં શક્તિ ન માનતાં એ લોકો કાર્યનો જે ઉપાદાન કારણમાં પ્રાગભાવ તેને પણ એક કારણ માને છે. આ આરંભવાદના સ્વીકારથી સૃષ્ટિની પ્રક્રિયામાં એને અનુરૂપ ભેદ થાય એ તો સ્વાભાવિક જ છે. એથી ઉલટું સાંખ્ય ત-

થા યોગશાસ્ત્ર પરિણામવાદને સ્વીકારે છે જે બહુધા હાલના માણુ-સોને પણ સંમત થાય છે. એ વાદમાં એવું માનવામાં આવે છે કે મૃત્તિકારૂપ ઉપાદાન કારણથી ઘટ કંઇ કેવલ જૂદો પદાર્થ નથી પણ મૃત્તિકાની જ અવસ્થાવિશેષ તે ઘટ છે. જ્યારે ઘટ એ રૂપે એ અભિ-વ્યક્ત થયો નહોતો ત્યારે સૂક્ષ્મરૂપે પોતાના કારણમાં વિદ્યમાન હ-તો અને પછી કારકવ્યાપારથી અભિવ્યક્તિને પામે છે કારણ કે કારકવ્યાપારથી અસત્‌ની ઉત્પત્તિ થતી નથી પણ સત્‌ની અભિ-વ્યક્તિ માત્ર કરાય છે. અસત્‌ની ઉત્પત્તિ થતી હોય તો કદાપિ શ-શશૃંગ વા વંધ્યાપુત્રની પણ ઉત્પત્તિ થઇ શકે. આ રીતે અભિ-વ્યક્તિરૂપ ઉત્પત્તિપૂર્વે કાર્યમાત્ર કારણરૂપે રહે છે અને જ્યારે કાર્યનો નાશ થાય છે ત્યારે પણ એ કાર્ય કંઇ અસત્ થતું નથી પણ કારણાકાર પરિણામને પામી રહે છે. આમ અભિવ્યક્તિરૂપ ઉત્પત્તિ પૂ-ર્વે કાર્ય સત્ છે તથા લય પછી પણ સત્ છે તેથી જ યોગસિદ્ધિ-સંપન્ન પુરુષોને અતીત તથા અનાગત અર્થનું ભાન થઈ શકે છે. જો અસત્ હોય તો વૃત્તિ અસદાકાર થવાની નહિ તેથી અતીત અ-નાગત અર્થનું જ્ઞાન થવા સંભવ નહિ આવે. તેથી પરિણામવાદ યુક્તિ-યુક્ત હોવાથી યોગ્ય છે. આને જ સતકાર્યવાદ પણ પ્રસંગે કહે છે અ-ને આરંભવાદને અસતકાર્યવાદ પણ કહે છે. વેદાન્તશાસ્ત્રમાં આ સતકાર્યવાદ માન્યો છે પણ કાર્યમાત્ર વ્યાવહારિક સત્ય છે તથા સૌના ચરમ ઉપાદાન કારણરૂપ બ્રહ્મ પરમાર્થ સત્ય છે એમ સ્થાપન ક-ર્યું છે. તેથી એ બ્રહ્મતત્ત્વની સત્તા પારમાર્થિકી છે અને કાર્યરૂપ પ્રપંચની સત્તા વ્યાવહારિકી છે. કારણનું વિષમસત્તાવાળા કાર્યરૂપે જે અવસ્થાન થવું તે વિવર્ત કહેવાય છે તેથી બ્રહ્મ તત્ત્વનું વિવર્ત આ વિશ્વ છે. આટલા ભેદ શિવાય સતકાર્યવાદ સંપૂર્ણ અંશે આ શાસ્ત્રમાં પણ સંમત છે. અત્ર વિવાદની જરૂર નથી. એનું પણ વિ-સ્તૃત સ્વરૂપ ગ્રંથમાં આવે જ છે.

આ રીતે યોગશાસ્ત્રના પ્રમાણપ્રમેયાદિ વિષયક સિદ્ધાન્તો છે જેની સત્યતા વિવેકીને વિચારથી સ્પષ્ટ સમજાય એવી છે. એ સર્વ અર્થનું પ્રતિપાદન ગ્રંથકારે આ યોગાનુશાસન ગ્રંથથી કર્યું છે. ત્યાં આ ગ્રંથ સૂત્રરૂપે રચાયેલો છે, છતાં સૂત્ર છિન્ન ભિન્ન નથી પણ સ-ર્વ યથાર્થ રીતે સંકલિત છે. સૂત્રની કુલ સંખ્યા ૧૯૪ છે. આખા ગ્રંથના ચાર વિભાગ કર્યા છે તે પ્રત્યેક પાદ કહેવાય છે. તેમાં પ્ર-થમ પાદમાં ૫૧ સૂત્રો છે તથા એ સમાધિપાદ કહેવાય છે, દ્વિતીય-માં ૫૫ સૂત્રો છે અને એ સાધનપાદ કહેવાય છે; તૃતીયમાં ૫૪

અર્થાત્ સ્વપ્નવ્યવહાર વાસ્તવ પદાર્થ ન લેવાથી થઇ શકે છે એ સર્વેને સિદ્ધ છે. તે જ પ્રકારે જાગ્રત્ પદાર્થોને પણ માનવાથી વ્યવહાર ઉપપન્ન થાયછે તો પછી જ્ઞાનથી અતિરિક્ત વિષય શામાટે માનવો જોઇએ ? ન જ માનવો જોઇએ. આ પ્રકારની વિજ્ઞાનવાદની શંકા આ પ્રસંગે પ્રાપ્ત થાયછે. એ શંકા દૂર કરવા બાહ્ય વસ્તુઓનો અને ચિત્તનો ભેદ પ્રતિપાદન કરવા કહેછે કે

**वस्तुसाम्येऽपि चित्तभेदात्तयोर्विभक्तः पन्था: ॥ १५ ॥**[1]

સૂત્રાર્થઃ—એક જ વસ્તુમાં વિજ્ઞાનનો ભેદ થવાથી વિજ્ઞાન અને તેના વિષયરૂપ વસ્તુના ભિન્ન માર્ગ છે અર્થાત્ બંનેનાં સ્વરૂપ ભિન્ન ભિન્ન છે, બંનેનો અભેદ નથી.

वस्तुसाम्येऽपि—એટલે એક જ વસ્તુમાં પણ.

चित्तभेदात्-વિજ્ઞાનવાદીના મતમાં ક્ષણિક વિજ્ઞાનરૂપ ચિત્ત હોવાથી ચિત્તશબ્દનો અર્થ અહિં વિજ્ઞાન છે. એ વિજ્ઞાનના ભેદથી.

पंथाः—એટલે સ્વરૂપનું ઉજ્જયન કરવાનો માર્ગ-અથવા સ્થિતિ.

આ સૂત્રમાં એ કહ્યું કે પૂર્વે જે વિજ્ઞાનવાદીએ શંકા કરી હતી તે અયોગ્ય છે. ત્યાં કહ્યું હતું કે સ્વપ્નમાં જેમ વિજ્ઞાનથી અતિરિક્ત અર્થ નથી પણ વિજ્ઞાન જ વાસનાવશાત્ અર્થાકાર થએલું હોયછે તેમ જાગ્રત્ અવસ્થામાં પણ વિજ્ઞાનથી અતિરિક્ત અર્થ માનવા કશું કારણ નથી અર્થાત્ એમ માનવામાં ગૌરવ છે. તેમ જ જાગ્રત્માં વિષય છે કે નહિ એ નિશ્ચય તે તે વિષયના વિજ્ઞાનથી જ થાય છે એટલે એ વિજ્ઞાનથી અતિરિક્ત કશું પ્રમાણ નથી, અર્થાત્ બંનેની (વિજ્ઞાન અને વિષયની) સાથે ઉપલબ્ધિ થતી હોવાથી બન્ને અભિન્ન છે અને બંનેના ભેદનું જ્ઞાન તો દ્વિચંદ્રના દર્શનસમાન ભ્રમમાત્ર છે. તેથી જગત્ નથી એ સ્પષ્ટ છે તો ત્રણ ગુણોનું અસ્તિત્વ તો કલ્પનામાત્ર છે એમાં શું કહેવું ? એના ઉત્તરમાં સૂત્રકારે આ સૂત્રથી એ કહ્યું કે એ અનુભવાતા સર્વ પદાર્થ ચિત્તાથી અતિરિક્ત, ચિત્તથી સ્વતંત્ર સત્તાવાળા છે. કારણ કે જો ચિત્તથી કલ્પિત પદાર્થોની સ્થિતિ લઇએ તો એ પદાર્થો જેઓ અનેક ચિત્તના વિષયરૂપ થાયછે તે કાં તો એક ચિત્તથી કલ્પિત હોય કે અનેક ચિત્તથી કલ્પિત હોય. ત્યાં પ્રથમ એક પુરુષના ચિત્તથી પદાર્થો કલ્પિત છે એમ લઇએ તો તે ઘટતું નથી. કારણ કે ધારો કે એક સ્ત્રીરૂપ પદાર્થ તેના પતિના ચિત્તથી કલ્પિત થયો છે. એ પતિના ચિત્તને એ સ્ત્રીરૂપ વિષયમાં સુ-

---

[1] પૂર્વે અવયવીના સ્થાપનસમયે (પૃષ્ઠ૩૨૫) તથા પ્રસ્તાવનામાં જે સૂચના કરી છે તે આ પ્રસંગે પણ લાગેછે.

ખવિજ્ઞાન થાય છે, એ સર્વને અનુભવસિદ્ધ છે. હવે જો એ સ્ત્રીરૂપ પદાર્થ પતિના ચિત્તથી કલ્પિત છે એમ લઇએ તો એ પદાર્થમાં સુખનું ભાન જેમ એ પતિને થાયછે તેમ સર્વને થવું જોઇએ. પણ તેમ તો છે નહિ. એ એકની એક જ વસ્તુમાં એ સ્ત્રીની શોખને દુઃખનું ભાન થાયછે, ઉપપતિને મોહનું ભાન થાયછે અને મહાત્માઓને ઉપેક્ષા થાયછે, અને દુઃખ, મોહ વા ઉપેક્ષા તે પતિને થતાં નથી. એ જ પ્રમાણે શોખવિગેરેના ચિત્તથી એ સ્ત્રીરૂપ પદાર્થ કલ્પિત માનીએ તોપણ આ વિવિધ ભાનો તે તે ચિત્તને થાય છે તે ન થવાં જોઇએ. આથી એ થયું કે એક ચિત્તથી પદાર્થ કલ્પિત લઇએ તો એકની એક વસ્તુમાં જે ભિન્ન ભિન્ન ચિત્તને વિરોધી ભાન થાયછે તે ન થવાં જોઇએ. હવે બીજો પક્ષ લઇએ. ધારો કે વિષયો અનેક ચિત્તથી કલ્પિત છે, તો એ પણ ઘટતું નથી. કારણ કે જેમ એક પુરૂષનું જે સ્વપ્ન હોય છે તે સ્વપ્નનું બીજાને ભાન થતું નથી તેમ એક પુરૂષના ચિત્તથી કલ્પિત સ્ત્રીવિગેરેરૂપ વિષયનું અન્ય પુરૂષને ભાન ન થવું જોઇએ. પણ તેમ તો છે નહિ. તેથી પરિણામે એ જ સિદ્ધ થાય છે કે એક જ વસ્તુમાં ભિન્ન ભિન્ન વિજ્ઞાન થવાથી ચિત્ત અને વિષયનો અભેદ નથી પણ ભેદ જ સત્ય છે. અહિં એ કહેવું ઘટિત નથી કે ચિત્તથી અતિરિક્ત સ્થિર પદાર્થ લઇએ તોપણ તે વિષયમાં સુખદુઃખાદિ ભિન્ન ભિન્ન વિજ્ઞાન સંભવતાં નથી. કારણ કે એ સ્થિર વિષયમાં સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણના સદ્ભાવ હોયછે. તેથી જે ચિત્તમાં ધર્મનો આવિર્ભાવ થાયછે તે ચિત્તપ્રતિ એ વિષયનો સત્ત્વસ્વભાવ આવિર્ભાવને પામેછે અને તેથી તેને એ વિષયમાં સુખવિજ્ઞાન થાયછે. અન્યપ્રતિ અધર્મવશાત્ રજસ્સ્વભાવનો, તૃતીયપ્રતિ અવિદ્યાવશાત્ તમસ્સ્વભાવનો આવિર્ભાવ થાયછે તેથી તેમને અનુક્રમે દુઃખ અને મોહનાં વિજ્ઞાન થાયછે. મહાત્માને એ જ વિષયમાં આત્મજ્ઞાનવશાત્ ઉપેક્ષાવિજ્ઞાન થાયછે. તેથી એ પક્ષમાં લેશ પણ દોષ નથી.

આપ્રમાણે સમાન વસ્તુમાં ( વસ્તુ સમાન છે એ પ્રત્યભિજ્ઞાથી સિદ્ધ થાયછે ) પણ ભિન્ન ભિન્ન વિજ્ઞાન થતાં હોવાથી ચિત્ત અને વિષયનો ભેદ છે એટલું જ નહિ પણ જો બંનેનો અભેદ લઇએ તો એક જ વસ્તુ વિષય અને વિષયી થવી ઘટતી નથી તેથી દોષ આવે છે. આ વિગેરે કારણથી પણ ચિત્તથી અતિરિક્ત બાહ્ય વસ્તુઓ છે એ સિદ્ધ થાયછે.

આપ્રમાણે આ સૂત્રથી વિજ્ઞાનવાદીના મતનું સંક્ષેપમાં નિરાકરણ કરી જગદ્રૂપ ધર્મ તથા તેના મૂલ કારણરૂપ સત્ત્વાદિ ધર્મિ-

નું અસ્તિત્વ પ્રતિપાદન કર્યું. તેથી પૂર્વ સૂત્રમાં જે પ્રતિપાદન કર્યું હતું કે એ સત્ત્વાદિ સત્ય છે તથા તેની અપેક્ષાથી જગત્ અસત્ય-અનિત્ય છે, એ વ્યવસ્થિત થયું. તથાપિ એ વાત સિદ્ધ થવા માટે એ સિદ્ધ થવું જોઇએ કે પદાર્થો તત્કાળ ઉત્પન્ન થતા નથી.જો પદાર્થો જ્યારે જ્ઞેય થાય તે સમયે ઉત્પન્ન થતા હોય અને પછી તરત નષ્ટ થતા હોય તો સંપૂર્ણ જગત્ પુનઃ સ્વપ્નતુલ્ય થઇ જવાનું જેથી અસત્ય જ ઠરવાનું. ત્યાં એ પૂર્વ પક્ષ પ્રાપ્ત થાયછે કે વિજ્ઞાનથી અતિરિક્ત ભલેત્ જગત્ ભલે હોય તથાપિ એ જગદ્રૂપ પદાર્થો જ્યારે જણાય છે ત્યારે જ ઉત્પન્ન થાયછે. કોઇપણ પદાર્થ છે કે નહિ એ નિશ્ચય કરવામાં તેનું જ્ઞાન જ પ્રમાણ છે. તેથી જ્યારે આપણે તે તે પદાર્થને જોઇએ છીએ ત્યારે તો તે પદાર્થનું અસ્તિત્વ માનવું ઘટેછે, તથાપિ જ્યારે એ પદાર્થ જ્ઞેયરૂપ નથી તે વખતે એ પદાર્થ છે એમ માનવા કશું કારણ નથી. પણ ઉલટું જેમ સ્વપ્નના પદાર્થો ભોગ્યરૂપ હોવાથી જ્યારે સૂક્ષ્મ સંસ્કારોનો ભોગ મળવાનો સમય આવેછે ત્યારે તત્કાળ નવા ઉત્પન્ન થાય છે અને પછી દૃશ્ય થતા નથી ત્યારે નાશ પામી ગયેલા હોય છે તેમ સ્થૂલ ભોગને આપવાને ઉત્પન્ન થતા જાગ્રદ્જગતના પદાર્થો પણ આપણને જ્ઞેય નહિ થાય તે સમયે નષ્ટ થઇ ગયેલા હોય છે. આપ્રમાણે આ પૂર્વ પક્ષથી જ્ઞાનની પૂર્વે અને ઉત્તર કાળે વિષયનો અભાવ છે એ પ્રાપ્ત થયું અને તેથી પરિણામે એ પ્રાપ્ત થયું કે કૈવલ્યનો આપણને અનુભવ થતો નથી માટે તે છે જ નહિ.

આ પ્રાપ્તિનો પરિહાર કરી સિદ્ધાન્ત સૂત્ર રચે છે કે

**न चैकचित्ततन्त्रं वस्तु तदप्रमाणकं तदा किं स्यात् ॥ १६ ॥** तत्प्र० १

---

૧. આ સર્વ સૂત્રોમાં સૂત્રકારે જે ખંડન કર્યું છે તે વિજ્ઞાનવાદનું જ ખંડન છે, વિવર્તવાદનું નથી. કેમકે અત્ર પૂર્વ પક્ષરૂપે લીધેલાં મતો વેદાન્તના વિવર્તવાદનાં છે જ નહિ. તેમ જ જે પારમાર્થિક સત્ત્વ, વ્યાવહારિક સત્ત્વ વિગેરે વેદાન્તમાં લેવામાં આવેછે તે સંબંધી અત્ર કશું કહ્યું નથી, એથી ઉલટું જે સ્થાપન કર્યું છે તે વ્યાવહારિક સત્ત્વ જ કર્યું છે. પારમાર્થિક સત્ત્વ સંબંધે અત્ર વિચાર જ નથી કેમકે તેની પ્રત્યભિજ્ઞા કરાવનાર કોઇ હેતુ અત્ર નથી અને વિજ્ઞાનવાદનું ખંડન તો વેદાન્તમાં પણ આવે છે તેથી આ સૂત્રોથી વેદાન્તના વિવર્તવાદનું ખંડન કરવા શાસ્ત્રકારે પ્રયાસ કર્યો છે એ માનવું એ માનનારનો ભ્રમમાત્ર છે.

સૂત્રાર્થઃ—બાહ્ય વસ્તુઓ એક ચિત્તને અધીન નથી પણ તેનાથી સ્વતંત્ર રીતે સ્થિત થએલી હોય છે કારણ કે તે ચિત્તપ્રમાણક જ્યારે તે હોતી નથી ત્યારે તેનું શું થાય છે-શું તે નષ્ટ થાય છે? નહિ જ. (૨. કારણ કે ચિત્તને અધીન વસ્તુ લઇએ તો જ્યારે તે ચિત્તરૂપ પ્રમાણથી રહિત હોય છે ત્યારે શું નષ્ટ થાય છે? નહિ જ.)

एकचित्त०–એ શંકાકાર વિજ્ઞાનવાદીના મતમાં વૃત્તિરૂપ વિજ્ઞાનથી અતિરિક્ત ચિત્ત નહિ હોવાથી ચિત્તનો અર્થ વિજ્ઞાન છે. તન્ત્ર એટલે અધીન. एक० એટલે એક ચિત્તને અધીન, અર્થાત્ તે ચિત્તથી જણાય ત્યારે હોય અને ન જણાય ત્યારે અસ્તિત્વથી રહિત થાય.

तदप्रमाणकम्–तद् એટલે તે વિજ્ઞાનરૂપ ચિત્ત જે વસ્તુના અસ્તિત્વમાં પ્રમાણરૂપ છે તે જ્યારે ન હોય ત્યારે.

किं स्यात्–તે વસ્તુનું શું થાય છે? તે વસ્તુ શું નષ્ટ–અસત્રૂપ થાય છે.

આ સૂત્રના ઉત્તરાર્ધનો અન્વય આપ્રમાણે છે કે (यदा) तदप्रमाणकं वस्तु (भवेत्) तदा (तद्वस्तु) किं स्यात्.

આ સૂત્રમાં એ કહ્યું કે વાદીએ જે શંકા કરી હતી કે વસ્તુના અસ્તિત્વમાં વિજ્ઞાનરૂપ ચિત્તમાત્ર પ્રમાણ હોવાથી વસ્તુ વિજ્ઞાનની સાથે જ ઉત્પન્ન થાય છે તે અયોગ્ય છે. કારણ કે જો ચિત્તથી જ વસ્તુઓ ઉત્પન્ન થતી હોય તો તે કાં અનેક ચિત્તથી ઉત્પન્ન થતી હોય વા એક ચિત્તથી. ત્યાં અનેક ચિત્તથી તો એ વસ્તુની ઉત્પત્તિ ઘટતી જ નથી કારણ કે જે જે વસ્તુઓ વિજ્ઞાનસમયે જ હોય છે અને પછી વિલય જાય છે તે સર્વ પ્રાતિભાસિક વસ્તુઓ એક ચિત્તથી જ ઉત્પન્ન થનાર હોય છે. સ્વપ્નની અશ્વગજાદિ વસ્તુઓમાં, તેમ જ શુક્તિમાં ઉત્પન્ન થનાર રજતવિગેરે સર્વ પ્રાતિભાસિક વસ્તુઓમાં ઉપરનો નિયમ દેખાય છે. તદનુસાર બાહ્ય જાગ્રદ્જગતની વસ્તુઓ જો પ્રાતિભાસિક હોય એટલે વિજ્ઞાનની સાથે જ ઉત્પન્ન થનાર હોય અને પછી નષ્ટ થઇ જનાર હોય તો તે પ્રત્યેક ચિત્તથી ઉત્પન્ન થવી જોઇએ, અનેક ચિત્તથી ઉત્પન્ન થનાર હોય નહિ. તેમ જ જો બહુ ચિત્તથી ઉત્પન્ન થનાર વસ્તુ લઇએ તો તે વસ્તુ એક નહિ હોય કારણ કે કારણોની વિલક્ષણતાથી કાર્યની વિલક્ષણતા થતી ઘટે છે. મૃત્તિકા અને દુધ એ બે વિલક્ષણ કારણોથી એક સમાન કાર્યની ઉત્પત્તિ થતી નથી પણ ઘટ અને દધિરૂપ વિલક્ષણ કાર્યોની ઉત્પત્તિ થાય છે. એ નિયમપ્રમાણે અનેક ચિત્તો જેમનાથી એ વસ્તુઓ ઉત્પન્ન થાય છે તે ચિત્તો સર્વ ભિન્ન

ભિન્ન હોવાથી અર્થાત્ વિલક્ષણ હોવાથી એક વસ્તુની ઉત્પત્તિ કરી શકે નહિ. દણ્ડચક્રાદિ કારણો પરસ્પર અંગાંગિભાવસંબંધથી જોડાય છે ત્યારે જ એક ઘટરૂપ વસ્તુની ઉત્પત્તિ કરી શકે છે. પણ આ ભિન્ન ભિન્ન ચિત્તોમાં અંગાંગિભાવસબંધ માનવા કશું પ્રમાણ નથી, એટલુંજ નહિ પણ તેમાં કશું નિયામક પણ નથી. તેથી એ નક્કી થાય છે કે અનેક ચિત્તોથી એક વસ્તુની ઉત્પત્તિ ન થાય. જો અનેક વિલક્ષણ સ્વભાવવાળાં સ્વતંત્ર કારણો મળી એક જ વસ્તુની ઉત્પત્તિ કરતાં હોય તો પછી વિચિત્ર સ્વભાવવાળા જગતની ઉત્પત્તિ થવી ઘટતી જ નથી પણ આખું જગત્ એકરૂપ જ હોવું ઘટે છે. આવિગેરે કારણોથી એ તો સર્વથા સિદ્ધ થાય છે કે અનેક ચિત્તોથી એક વસ્તુની ઉત્પત્તિ થઈ શકે નહિ. તેથી હવે બીજો પક્ષ રહ્યો કે એક ચિત્તથી વસ્તુની ઉત્પત્તિ થાય છે. એના ઉત્તરરૂપે આ સૂત્ર છે.

આ સૂત્રથી એ કહ્યું કે વસ્તુ વિજ્ઞાનથી ભિન્ન છે એટલું જ નહિ પણ ( ચ ) એક ચિત્તને અધીન પણ એની ઉત્પત્તિ નથી. કારણ કે ધારો કે ઘટરૂપ એક વસ્તુ ચૈત્રના ચિત્તથી ઉત્પન્ન થઈ છે તથા તેને અધીન છે. તો પછી જ્યારે ચૈત્રનું ચિત્ત પટવિષયમાં જાય ત્યારે ઘટરૂપ વસ્તુ ચિત્તરૂપ પ્રમાણવિનાની ઠરવાની તેથી એ વસ્તુનો તે સમયે નાશ થવો જોઇએ. હવે નાશ થાય છે તો એ વસ્તુનો શેમાં નાશ થાય છે એ અવશ્ય કહેવું જોઇએ. એના ઉત્તરમાં બે મળે છે કે ( ૧ ) કાં તો ચિત્તરૂપ વિજ્ઞાનમાં એનો નાશ થાય કે ( ૨ ) કાં તો મૃત્તિકામાં નાશ થાય. ત્યાં જો વિજ્ઞાનમાં જ નાશ થતો હોય તો એ વસ્તુનું વિજ્ઞાન જ ઉપાદાન કારણ ઠર્યું અર્થાત્ વિજ્ઞાનથી અતિરિક્ત વસ્તુઓ ન ઠરી. આ રીતે એ કોટિથી તો વિજ્ઞાનવાદની પ્રસક્તિ થઇ, અને એનું તો પૂર્વે નિરાકરણ થઇ ગયું છે તથા એ વાદીપ્રતિવાદી બંનેના અભ્યુપગમથી વિરોધી છે કારણ કે વાદીએ પણ વસ્તુનું વિજ્ઞાનથી ભિન્ન સ્વરૂપ અંગીકાર કરીને જ ચિત્તને અધીન વસ્તુ છે એ શંકા કરીછે. હવે જો મૃત્તિકામાં એ ઘટનો નાશ થતો હોય એમ લઇએ તો પછી મૃત્તિકાથી જ એ ઘટની ઉત્પત્તિ થવાની તેથી એ ઘટનું કારણ મૃત્તિકા ઠરવાની અને એટલાથી જ કાર્યની ઉત્પત્તિનો નિર્વાહ થવાનો. તો પછી વિજ્ઞાનને પણ કારણ માનવામાં સ્પષ્ટ રીતે ગૌરવ છે. તેથી બંને રીતે એ વસ્તુનું શું થાયછે એ વાત વાદીના મતપ્રમાણે ઉપપત્તિથી રહિત ઠરે છે.

વળી દૃષ્ટિસૃષ્ટિવાદ વાદીના મતનો લઇએ તો કોઇ પણ

અનુમાન જ થતું નથી અર્થાત્ અનુમાનથી કરાતા સર્વ વ્યવહાર અયોગ્ય ઠરેછે. ધારો કે એક ચૈત્ર નામના માણસે એક ગ્રામમાં પોતાના મિત્રને જોયો એ મતપ્રમાણે એ ગ્રામ તથા મિત્ર તે જ ક્ષણે ઉત્પન્ન થયાં અને પછી દૃષ્ટિગોચર જે ક્ષણે ન થયાં તે ક્ષણે વિનષ્ટ ગયાં તેથી પછી ચૈત્રની એ મિત્રઉપર પત્ર લખવાની પ્રવૃત્તિ ન થવાની કારણ કે પત્ર લખતી વખતે એ ગ્રામ તથા મિત્ર દૃષ્ટિગોચર નહિ હોવાથી વાદીના મતપ્રમાણે છે જ નહિ. છતાં હાલ અભ્યુપગમ કરીએ કે ગમે તે કારણથી એ પત્ર લખવા પ્રવૃત્તિ થઇ તથાપિ ટપાલ વહેંચનાર માણસને કે જેનું ચિત્ત એ ચૈત્રના ચિત્તથી ભિન્ન છે તેને એ ગ્રામ તથા મિત્ર પુનઃ દૃષ્ટિગોચર થશે અર્થાત્ ઉત્પન્ન થશે એ જાણવા ચૈત્રને કશું સાધન ન હોવાથી પોતાના મિત્રને એ પત્ર પહોંચશે એ પણ એ જાણી શકે એમ નથી તો પછી પ્રત્યુત્તરની આશા પણ તેને થવી ન જોઇએ. એટલુંજ નહિ પણ જો ચિત્તના વિજ્ઞાનથી જ વસ્તુ ઉત્પન્ન થતી હોય તો પછી ઘેર બેઠાં જ સર્વ જગતની ઉપલબ્ધિ થવી જોઇએ. મુસાફરી નિરર્થક છે. તેમ જ એ વાદીને જ્યારે અન્નનું ભાન હોય ત્યારે મુખનું તથા ઉદરનું ભાન નથી તેથી આ અન્ન હું પેટમાં જવા સારૂં મુખમાં મુકું છું એ પ્રકારનું પણ ભાન ન થવું જોઇએ. તેમ જ એ મતપ્રમાણે તો જે સમયે ઉદર હોય તે સમયે પૃષ્ઠ નહિ હોય, છાતી ન હોય, પગ ન હોય, અને એ સર્વને અધીન જ ઉદરનું ઉદરત્વ હોવાથી તે સમયે ઉદર છે એ પણ ન ઘટે. તેથી સર્વથા એ મત દૂષિત છે

આપ્રમાણે આ સૂત્રોથી વિજ્ઞાનવાદ તથા દૃષ્ટિસૃષ્ટિવાદ દૂષિત કર્યો તેથી એ સિદ્ધ થયું કે ચિત્ત એક વસ્તુ છે તથા એ ચિત્તથી ભિન્ન તથા એ ચિત્તથી સ્વતંત્ર સત્તાવાળી બાહ્ય જગતની વસ્તુઓ છે, એટલે ચિત્ત અને જગતનો વિવેક સિદ્ધ થયો. આ રીતે ૧૩ મા સૂત્રથી તે ૧૬ મા સૂત્રસુધીમાં નિત્યનો અનિત્યથી અને ચિત્તનો બાહ્ય વસ્તુથી વિવેક સિદ્ધ કર્યો તેથી એ સિદ્ધ થયું કે ચિત્ત તથા બાહ્ય વસ્તુઓ સર્વ પ્રકૃતિની અપેક્ષાથી અનિત્ય છે તથા ચિત્તથી બાહ્ય વસ્તુઓ ભિન્ન છે. હવે વિવેકખ્યાતિનો જે પ્રધાન વિષય ચિત્ત અને પુરૂષનો ભેદ તે પ્રતિપાદન કરવાનો છે. એ પ્રતિપાદન માટે જ અહિંસુધી કહેલો વિવેક જરૂરનો હતો તે પ્રતિપાદન કર્યા છે. જ્યાંસુધી કાર્યથી કારણ ભિન્ન છે અર્થાત્ સ્થિર છે એ ન સિદ્ધ થયું હોય ત્યાંસુધી વૃત્તિના કારણરૂપ ચિત્ત સ્થિર છે એ ન સિદ્ધ થઇ શકે, અને જ્યાંસુધી ચિત્ત સ્થિર સિદ્ધ ન થાય ત્યાંસુધી

ચિત્તને વિષયો કોઇ સમયે જ્ઞાત અને કોઇ સમયે અજ્ઞાત હોય છે, એ પુરુષથી વૈધર્મ્ય સિદ્ધ કરી આપનાર ચિત્તના ધર્મની સિદ્ધિ થઇ શકે નહિ, તેમ જ એ સિદ્ધિ ચિત્તથી વિષયો ભિન્ન છે એ ન સિદ્ધ થયું હોય ત્યાંસુધી થાય નહિ તેથી અત્યારસુધીનાં સૂત્રોમાં ચિત્તની સ્થિરતા તથા બાહ્ય વસ્તુની ભિન્નતા નિત્યાનિત્યના વિવેકથી તથા વિજ્ઞાનવાદાદિને દૂષિત કરવાથી સિદ્ધ કરી. હવે ચિત્ત અને પુરુષનો ભેદ પ્રતિપાદન થઇ શકે એમ હોવાથી તે હવે કરે છે.

ત્યાં આ સૂત્રોથી વિજ્ઞાનવાદ અને દૃષ્ટિસૃષ્ટિવાદ દૂષિત થયાથી હવે એ લોકો યોગમતમાં દૂષણ આપવા કહે છે કે જો ચિત્તને વિભુ માનીએ તો એ ચિત્તને સદા સર્વ વિષયોનું જ્ઞાન થવું જોઇએ. પણ તેમ તો છે નહિ. તેથી યોગમત પણ અસંગત છે. એ આક્ષેપનો પરિહાર કરવા સૂત્રકાર કહે છે કે

**तदुपरागापेक्षित्वाद्स्य वस्तु ज्ञाताज्ञातम् ।१७।**

સૂત્રાર્થઃ—કાલભેદથી ચિત્તને કોઇ પદાર્થ જ્ઞાત અને કોઇ અજ્ઞાત હોય છે કારણ કે પદાર્થોના જ્ઞાનમાટે ચિત્ત અર્થાકારતારૂપ પરિણામની અપેક્ષા રાખે છે.

तदुपराग०-એટલે તે વસ્તુના ઉપરાગની અપેક્ષા રાખનાર (ચિત્ત) હોવાથી, એટલે તે વસ્તુઆકાર પરિણામ ચિત્તનો થવો જરૂરનો હોવાથી.

अस्य—ચિત્તની.

ज्ञाता०—કોઇ વખતે જ્ઞાત અને કોઇ વખતે અજ્ઞાત હોય છે.

આ સૂત્રથી એ કહ્યું કે યદ્યપિ ચિત્ત વિભુ છે તથાપિ ચિત્તનો અને વસ્તુનો સામાન્યસંયોગ જ્ઞાનનું કારણ નથી. પણ ચિત્ત જ્યારે સ્વસ્વરૂપે સ્થિતિ પામેલું હોય છે અને તેની વૃત્તિ સ્ફુરી તે તે વસ્તુઆકાર પરિણામને પામે છે ત્યારે જ ચિત્તને તે તે વસ્તુનું જ્ઞાન થાય છે. આમ હોવાથી પ્રલયસમયે તથા મોક્ષસમયે ચિત્ત પોતાના કારણમાં લય પામેલું હોય છે તેથી સ્વસ્વરૂપે વિદ્યમાન હોતું નથી તેથી એને વસ્તુનું જ્ઞાન થતું નથી. તેમ જ અન્ય સમયે જ્યારે ચિત્ત સ્વસ્વરૂપે સ્થિતિ પામેલું હોય છે ત્યારે પણ વૃત્તિ જો અર્થાકાર પરિણામને પામેલી હોતી નથી તો તે પદાર્થ ચિત્તને અજ્ઞાત રહે છે. લોહચુંબકસમાન વિષયો ક્રિયાથી રહિત છે અને ચિત્ત લોહસદૃશ છે, અર્થાત્ ક્રિયાવાળું છે. તેથી જેમ લોહચુંબક લોહને આકર્ષે છે તેમ વિષયો પણ ચિત્તને આકર્ષી ચાંચલ્યવાળું કરે છે. ત્યાં જે વિષય પોતાતરફ ચિત્તને આકર્ષી ચિત્તવૃત્તિને પોતારૂપ કરી દે છે તે વિષય

જ્ઞાત થાય છે અને અન્ય અજ્ઞાત રહે છે.

અહિં એ શંકા થશે કે આ પ્રમાણે ચિત્તનો અર્થાકારતાપરિણામ જો જ્ઞાન હોય તો જ્ઞાન ચિત્તનો ધર્મ થાય. પણ એ શંકા યોગ્ય નથી. કારણ કે જ્ઞાન તો ખરૂં જોતાં ચિતિશક્તિ પુરુષરૂપ છે અર્થાત્ દ્રવ્યરૂપ છે. તથાપિ તપ્તાયઃપિંડવત્ અભેદ ભ્રમથી ચિત્તનો [illegible] જ્ઞાન કહેવાય છે. ચિત્ત સત્ત્વનું પ્રધાનપણે કાર્ય હોવાથી સ્વચ્છ અને તેથી જ્ઞાનરૂપ પુરુષનું પ્રતિબિંબ ગ્રહણ કરે છે. એ પ્રતિબિંબથી પોતે વસ્તુતઃ જડ છતાં ચેતનવત્ થયેલું ભાસે છે. અને એમ થવાથી એની વૃત્તિઓ જ્ઞાનસદૃશ ભાસે છે. તેથી સર્વ યોગ્ય જ છે.

આપ્રમાણે આ સૂત્રથી કહ્યું કે ચિત્ત પરિણામી છે અને તેથી પ્રસંગે એક વિષય–જેના ઉપરાગને એ ચિત્ત પામે છે તે જ્ઞાત થાય છે અને અન્ય અજ્ઞાત રહે છે. ત્યાં એ શંકા થાય છે કે જ્યારે ચિત્તને એક પ્રસંગે જ્ઞાન થાય છે અને અન્ય પ્રસંગે થતું નથી ત્યારે ખરૂં જોતાં તો એ જ્ઞાન દ્રષ્ટાને જ થાય છે અને દ્રષ્ટા તો પુરુષ છે તેથી પુરુષને કોઈ પ્રસંગે કોઇ વિષયનું જ્ઞાન થાય છે અને અન્ય પ્રસંગે નથી થતું. આમ હોવાથી જેમ ચિત્ત પરિણામી ઠરે છે તેમ પુરુષ પણ પ્રસંગે જ્ઞાનવાળો અને પ્રસંગે જ્ઞાનવિનાનો હોવાથી પરિણામી ઠરવાનો. આનો ઉત્તર આપવા સૂત્રકાર કહે છે કે

**सदाज्ञाताश्चित्तवृत्तयस्तत्प्रभोः पुरुषस्यापरिणामित्वात्॥१८॥**

સૂત્રાર્થઃ–ચિત્તની વૃત્તિઓ હમેશાં જ્ઞાત જ છે કારણ કે તેનો સ્વામી પુરુષ અપરિણામિ તત્ત્વ છે.

આ સૂત્રમાં એ કહ્યું કે બાહ્ય વિષયો સાક્ષાત્ રીતે પુરુષના જ્ઞેય નથી, પણ એ વિષયો જ્યારે ચિત્તમાં આરૂઢ થાય છે ત્યારે જ પુરુષના વિષયરૂપ થાય છે. સ્વયંપ્રકાશ પુરુષના વિષયો તો માત્ર ચિત્તવૃત્તિ છે; એટલે કે શાન્ત, ઘોર અને મૂઢ એ ત્રણે પ્રકારની ચિત્તની વૃત્તિઓ અથવા અન્ય રીતે કહીએ તો ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત અને એકાગ્ર ચિત્તની પ્રમાણાદિ સર્વ વૃત્તિઓ પુરુષનો વિષય છે અને એ વૃત્તિઓશિવાય અન્ય કોઈ પદાર્થ પુરુષનો સાક્ષાત્ વિષય નથી. એ વૃત્તિઓ તો જ્યારે જ્યારે વિદ્યમાન હોય છે ત્યારે પુરુષથી ભાસ્ય થાય જ છે. કારણકે પુરુષ અપરિણામી કૂટસ્થ નિત્ય તત્ત્વ છે. જેમ વિષયને ભાસ્ય કરવા ચિત્તને તદાકાર પરિણામને પામવાની જરૂર પડેછે તેમ પુરુષને જો ચિત્તાકાર પરિણામ પામવાની જરૂર હોત તો જ્યારે જ્યારે એવો પરિણામ થાત ત્યારે એ ચિત્તવૃત્તિનું જ્ઞાન થાત અને અન્ય પ્રસંગે ન થાત. પણ તેમ તો છે નહિ. પુરુષ પરિણામિ તત્ત્વ નથી તેથી એ તો સદા સર્વદા ચિત્તવૃતિ-

ઓને ભાસ્ય કરે છે. જો ચિત્તવૃત્તિઓ કદાપિ અજ્ઞાત રહેતી હોય અર્થાત્ પુરુષને એ વૃત્તિને જ્ઞાત કરવા પરિણામ પામવાની જરૂર રહેતી હોય, તોપછી 'મને આ ક્ષણે સુખ છે કે નહિ, દુઃખ થાય છે કે નહિ' વિગેરે સંશય થાત, કારણકે ચિત્તની સુખાત્મક વૃત્તિ ઉદય થઇ છે તથાપિ પુરુષથી ભાસ્ય ન થઇ હોય ત્યારે નથી એમ તો કહેવાય જ નહિ, તેમ છે એમ કહેવામાં કશું પ્રમાણ નથી તેથી સંશય થવો જાઇએ. આથી એ થયું કે જેમ બાહ્ય વિષયોના જ્ઞાનના અભાવે તે તે વિષયો છે કે નહિ એમ સંશય થાય છે તેમ ચિત્તવૃત્તિમાટે પણ સંશય થવો પ્રાપ્ત થાય. તેમ જ અનુપલબ્ધિપ્રમાણ પણ વ્યર્થ ઠરે. કારણ કે પછી ભૂતલમાં ઘટનું જ્ઞાન ન થવાથી ઘટ નથી એમ નહિ કહેવાય. કેમકે ઘટ ત્યાં હોય, વૃત્તિ તદાકાર પરિણામને પામી હોય તથાપિ તે પુરુષથી ભાસ્ય ન થઇ હોય તેથી કદાપિ અજ્ઞાત હોય એ પ્રથમ સંશય થવાનો. તેથી એ જ સિદ્ધ થાયછે કે પુરુષને સર્વદા ચિત્તવૃત્તિઓ જ્ઞાત જ હોય છે અને એ સદાજ્ઞાતવિષયત્વ પુરુષ અપરિણામી છે એ સિદ્ધ કરી આપેછે અર્થાત્ સદાજ્ઞાતવિષયત્વપ્રતિ અપરિણામિત્વ કારક હેતુ છે અને તેથી સદાજ્ઞાતવિષયત્વ એ પુરુષના અપરિણામિત્વનો જ્ઞાપક હેતુ છે

આપ્રમાણે આ સૂત્રથી પુરુષનું અપરિણામિત્વ તથા સદાજ્ઞાતવિષયત્વ સિદ્ધ કર્યું, અર્થાત્ આ બે સૂત્રોથી ચિત્ત અને પુરુષનું વૈધર્મ્ય પ્રતિપાદન કર્યું તેથી બંનેનો વિવેક પણ પ્રતિપાદન થયો. તથા આ સૂત્રમાં વિષયાકારવૃત્તિ જે સાધારણ રીતે જ્ઞાનશબ્દથી ઓળખાય છે તે ચિત્તનો ધર્મ છે એ પ્રતિપાદન કર્યું તેથી અર્થાત્ અજ્ઞાન વા અવિદ્યા પણ ચિત્તનો ધર્મ છે એ, અને અજ્ઞાન ચિત્તનો ધર્મ હોવાથી અજ્ઞાનમૂલક સુખ, દુઃખ, ઇચ્છા, રાગ, દ્વેષવિગેરે સર્વ ચિત્તમાં જ રહેલાં છે એ પ્રતિપાદન થઇ જાય છે.

અહિં આ સૂત્રથી એ શંકા થાય છે કે આ સૂત્રોમાં ચિત્ત અને પુરુષ બે પદાર્થ માની તેનો ભેદ તથા તેના સ્વરૂપભેદથી જ્ઞાતાજ્ઞાતવિષયત્વ વિગેરેની વ્યવસ્થા કરી છે પણ એ બે પદાર્થો માનવાની શી જરૂર છે ? જો સ્વયંપ્રકાશ પુરુષનું અસ્તિત્વ ન અંગીકાર કરીએ અને માત્ર ચિત્તને સ્વયંપ્રકાશ માનીએ તોપણ ચાલે ચિત્ત સ્વયંપ્રકાશ લઇએ તો એ સ્વયંપ્રકાશ હોવાથી વૃત્તિનું સદા જ્ઞાન થવાનું, બાહ્ય વિષયોનું કદાચિત્ થવાનું; અને જેમ અગ્નિ સમીપમાં આવેલા પદાર્થોને તથા પોતાને પણ પ્રકાશે છે તેમ ચિત્ત પોતાસમીપ આવેલા પદાર્થરૂપ વૃત્ત્યારૂઢ વિષયોને પ્રકાશવાનું અને તેની સાથે પોતાને

પણ પ્રકાશવાનું. આમ બૌદ્ધ મતની માફક ચિત્તને જ સ્વાભાસ માની-
એ તો પછી પુરુષની શું જરૂર છે ? આ શંકાનો ઉત્તર આપવા તથા
પુરુષનું અસ્તિત્વ સિદ્ધ કરવા સૂત્રકાર કહે છે કે

**न तत्स्वाभासं दृश्यत्वात् ॥ १९ ॥**

સૂત્રાર્થઃ—ચિત્ત દૃશ્ય હોવાથી સ્વયંપ્રકાશ નથી.

સ્વાભાસં—સ્વયંપ્રકાશ, જેના જ્ઞાનમાટે અન્ય કોઇ પ્રકાશક પદાર્થ-
ની જરૂર નહિ હોય તે.

આ સૂત્રમાં એ કહ્યું કે ચિત્ત સ્વયંપ્રકાશ નથી કારણ કે દૃશ્ય
છે. આપણે જોઇએ છીએ કે જે જે પદાર્થો દૃશ્ય હોયછે તેના જ્ઞા-
નમાટે અન્ય કોઈ પદાર્થની અપેક્ષા હોય જ છે. ઇંદ્રિયો જાતે દૃશ્ય
છે તો એનું જ્ઞાન સ્વતઃ થતું નથી અર્થાત્ ઇન્દ્રિયો જાતે સ્વયંપ્રકાશ
નથી. ઘટપટાદિ પદાર્થો દૃશ્ય છે તેથી સ્વયંપ્રકાશ નથી. તેમ જ
અગ્નિ, સૂર્ય વિગેરે પદાર્થો પણ દૃશ્ય છે તેથી સ્વયંપ્રકાશ નથી.
યદ્યપિ અગ્નિ, સૂર્ય વિગેરે પદાર્થોનો શાસ્ત્રોમાં સ્વયંપ્રકાશના ઉદાહરણરૂપે
નિર્દેશ કર્યો છે પણ તે ભૌતિકપ્રકાશ અને જ્ઞાન એ બેનો અભેદ
લક્ષ કર્યો છે એટલે જેમ સૂર્ય ઘટપટાદિ પદાર્થોને ભૌતિકપ્રકાશ આ-
પી નેત્રના વ્યાપારના પ્રતિબંધકરૂપ તમસને દૂર કરેછે તેમ જ તે
પોતામાંથી પણ એ તમસનો અભાવ કરેછે. તથાપિ એટલાથી
કંઇ એવું તાત્પર્ય નથી કે સૂર્યાદિના જ્ઞાનમાટે અન્ય પદાર્થની જરૂર
નથી. તેથી જ્યાં જ્યાં દૃશ્યત્વ હોય છે ત્યાં ત્યાં સ્વયંપ્રકાશત્વનો અભાવ
હોયછે એ નિયમના વિરોધી અગ્નિસૂર્યાદિ પદાર્થો પણ નથી. તેથી
એ સિદ્ધ થાય છે કે જે પદાર્થ દૃશ્ય હોય છે તે સ્વયંપ્રકાશ હોતો
નથી. તેથી ચિત્ત જે જડ અને દૃશ્ય છે તે સ્વયંપ્રકાશ હોવું ઘટે નહિ.
ચિત્તનું સર્વને જ્ઞાન થાય છે અને તેથી મારૂં ચિત્ત શાંત છે, આનંદમાં છે,
વિક્ષિપ્ત છે. ગ્લાનિમાં છે, સંકુચિત છે વિગેરે વ્યવહાર થતો જણા-
યછે. તેથી ચિત્ત દૃશ્ય છે એ સર્વથા સિદ્ધ છે અને દૃશ્ય હોવાથી સ્વયંપ્ર-
કાશ નથી એ પણ સિદ્ધ થાય છે. તેથી ચિત્તના પ્રકાશમાટે પુરુષનું
અસ્તિત્વ અંગીકાર કરવું ઘટેછે.

આપ્રમાણે જે વિજ્ઞાનવાદીઓ ચિત્તને સ્વયંપ્રકાશ માને છે તે-
ના મતમાં એક દૂષણ એ આપ્યું કે જો ચિત્ત સ્વયંપ્રકાશ હોય તો તે
દૃશ્ય હોય નહિ. હવે એ જ મતમાં અન્ય દૂષણ આપવા કહે છે કે

**एकसमये चोभयानवधारणम् ॥२०॥**

સૂત્રાર્થઃ—વિજ્ઞાનવાદીના મતપ્રમાણે એક કાળે ચિત્ત અને વિ-
ષયનો અનુભવ ન થવો જોઇએ.

ઉભય૦–ઉભય એટલે ચિત્ત અને તેના વિષયો જે ચૈત્ય કહેવાય છે તે. એ ચિત્ત અને ચૈત્ય બંનેનું અવધારણ નામ જ્ઞાન તે ન થવું જોઇએ.

આ સૂત્રમાં એ કહ્યું કે વિજ્ઞાનવાદીના મતમાં સંપૂર્ણ પદાર્થ ક્ષણિક છે એટલે વિજ્ઞાનરૂપ ચિત્ત તથા તેના વિષયો સર્વ ક્ષણમાત્ર અસ્તિત્વમાં રહેનાર છે અને ક્ષણ પછી એ સર્વ પદાર્થો નષ્ટ થઇ જાય છે. તો એ મતમાં એકે ક્ષણે ચિત્ત અને તેના વિષય એ બંનેનો અનુભવ ન થવો જોઇએ. આપણને એવું સ્મરણ થાયછે કે મેં ઘટ જોયો હતો. એનો અર્થ એ છે કે પૂર્વે હું ઘટવિષયક જ્ઞાનવાળો હતો. એ સ્મરણમાં ઘટ અને તદ્વિષયક જ્ઞાન એ બંને વિષય છે. સ્મૃતિ અનુભવમૂલક હોય છે. તેથી એ સ્મરણ થવામાટે પૂર્વે ઘટ અને ઘટજ્ઞાન બંનેનો સાથે અનુભવ થવો જોઇએ. તેમ જ હું ઘટને જોઉંછું અર્થાત્ ઘટવિષયક જ્ઞાનવાળો હું છું એ પ્રકારે અનુભવ થતો પણ દેખાય છે. એ વિજ્ઞાનરૂપ ચિત્ત અને ઘટરૂપ ચૈત્યનો સાથે થતો અનુભવ વિજ્ઞાનવાદીના મતપ્રમાણે અયુક્ત છે. કારણ કે ચિત્ત જે ક્ષણમાં ઉત્પન્ન થાય છે તે જ ક્ષણમાં ચિત્ત અને ઘટ એ બંને ભિન્ન ભિન્ન પદાર્થની ઉત્પત્તિ કેવી રીતે થઇ શકે તે જોવાનું છે. ત્યાં બે રીતે લઇ શકાય છે–(૧) કાં તો ચિત્ત જ બંને ઉભયરૂપ લઇએ એટલે અર્થ ચિત્તથી ઉત્પન્ન થતો લઇએ અથવા તો (૨) ચિત્તથી ઉત્પન્ન થાય છે એમ ન લઇએ પણ બંને સમકાલિક છે એમ લઇએ. ત્યાં પ્રથમ પક્ષ યુક્ત નથી કારણ કે વિજ્ઞાનવાદપ્રમાણે ચિત્ત અને અર્થ બંને ક્ષણિક હોવાથી ચિત્તથી જે ક્ષણે અર્થની ઉત્પત્તિ થવાની તે ક્ષણે ચિત્ત નષ્ટ થવાનું અને તેથી અર્થાનુભવસમયે ચિત્ત અસત્ હોવાથી તેનું ગ્રહણ થવાનું નહિ. તેમ જ બીજો પક્ષ અયુક્ત છે કારણ કે બંને સમકાલિક લઇએ તથાપિ ચિત્ત અને અર્થનું જ્ઞાન નહિ થાય, કેમકે એ મતપ્રમાણે કોઇ પણ પદાર્થનો ઉત્પત્તિથી અતિરિક્ત વ્યાપાર માન્યો જ નથી. ત્યાં કહ્યું છે કે भूतिर्येषां क्रिया सैव कारकं सैव चोच्यते એ સર્વ પદાર્થોની ઉત્પત્તિથી અતિરિક્ત ક્રિયા તથા કારક કોઇ જ નથી. તેથી ચિત્ત ઉત્પન્ન થયું એટલે પછી પોતાને ગ્રહણ થવાની ક્રિયા એ ચિત્તની થવાની નહિ. તેથી એ દ્વિતીય પક્ષપ્રમાણે પણ ચિત્ત અને ચૈત્યનો અનુભવ થવો અસંભવ છે. તેથી બંને રીતે એ મત દૂષિત છે અને તેથી એ જ સિદ્ધ થાય છે કે સાક્ષી જે દ્રષ્ટા તેનાથીજ એ ઉભયનો અનુભવ થાયછે.

આપ્રમાણે આ સૂત્રોથી ચિત્ત સ્વાભાસ નથી એ સિદ્ધ કરી

અર્થાત્ પુરુષનું અસ્તિત્વ તથા અપરિણામિત્વ સ્થાપિત કર્યું. તથાપિ ત્યાં એ શંકા આવે છે કે યદ્યપિ ચિત્ત સ્વાભાસ નહિ હોય તથાપિ એટલાથી પુરુષનું અસ્તિત્વ સિદ્ધ થાય નહિ. કારણ કે એક ચિત્ત જે ક્ષણિક છે તે નષ્ટ થાય છે અને તેથી એ ચિત્તને પોતાનો અનુભવ ભલે ન થાય તથાપિ દ્વિતીય ચિત્ત જે ઉત્પન્ન થાય છે તે ચિત્તથી એ ચિત્તનું ગ્રહણ થઈ શકે એમ છે તો પછી સાક્ષી પુરુષની શું જરૂર છે: અર્થાત્ સ્વાભાસનો અર્થ એવો ન લેવો કે પોતાના જ્ઞાનમાટે અન્ય કોઇની અપેક્ષા ન હોય તે સ્વાભાસ, પણ માત્ર એટલો જ કે પોતાના સંતાન (પ્રવાહ)થી જે ગ્રાહ્ય થાય તે સ્વાભાસ. એ અર્થમાં ચિત્ત સ્વાભાસ લઇ શકાય. કારણ કે ઉત્તરોત્તર ચિત્તથી પૂર્વપૂર્વ ચિત્તનું ગ્રહણ થઇ શકે છે. તેથી પુરુષની આવશ્યકતા નથી. એનો ઉત્તર આપવા સૂત્રકાર કહે છે કે

**चित्तान्तरदृश्ये बुद्धिबुद्धेरतिप्रसंगः स्मृतिसंकरश्च ॥२१॥**

સૂત્રાર્થ:—એક ચિત્તરૂપ વિજ્ઞાન અન્ય ચિત્તરૂપ વિજ્ઞાનથી દૃશ્ય થાય છે એમ અંગીકાર કરીએ તો જ્ઞાનનું જ્ઞાન, તેનું જ્ઞાન એમ અનવસ્થા આવે અને સ્મૃતિનો સંકર થઇ જાય.

ચિત્તા૦—એ વિજ્ઞાનવાદીના મતમાં વૃત્તિરૂપ વિજ્ઞાનથી અતિરિક્ત સ્થિર ચિત્ત કોઇ માન્યું નથી તેથી ચિત્ત એટલે વૃત્તિરૂપ જ્ઞાન. એવું એક જ્ઞાન અન્ય જ્ઞાનથી દૃશ્ય થાય છે એમ માનીએ તો.

બુદ્ધિ૦—બુદ્ધિ એટલે જ્ઞાન એ જ્ઞાનના જ્ઞાનની અર્થાત્ જ્ઞાનરૂપ ચિત્તપ્રવાહની.

અતિપ્રસંગ:—એટલે અનવસ્થા આવે.

સ્મૃતિસંકર:—એટલે સ્મરણનું મિશ્રણ થઈ જાય.

આ સૂત્રથી એ કહ્યું કે જો વાદી કહે છે તેમ એક ચિત્તરૂપ જ્ઞાનના પ્રકાશમાટે અન્ય ચિત્ત માનીએ તો અનવસ્થારૂપ દોષ આવે છે. કારણ કે પ્રથમ ઘટાદિઆકારવાળું જે ચિત્ત હોય તે ચિત્તનું જ્ઞાન થવામાટે અન્ય ચિત્ત (દ્વિતીય) જરૂરનું છે. એ દ્વિતીય ચિત્ત પણ પ્રથમ ચિત્તની માફક સ્વયંપ્રકાશ નહિ હોવાથી એના જ્ઞાનમાટે તૃતીય ચિત્ત જોઇએ. એ તૃતીયના જ્ઞાનમાટે ચતુર્થ, ચતુર્થના જ્ઞાનમાટે પંચમ એમ ચિત્તોનું આનંત્ય માનવું જોઇએ. તેથી પણ અંતે કોઇ સ્વયંપ્રકાશ ચિત્ત સિદ્ધ થવાનું નહિ તેથી એક વસ્તુના જ્ઞાનમાટે અનંત ચિત્ત આવશ્યક હોવાથી અને પ્રત્યેક ચિત્ત ક્ષણમાત્ર રહેનાર હોવાથી તે વસ્તુના જ્ઞાનમાટે અનંત ક્ષણ, અનંત માસ, અનંત વર્ષ જોઇએ, અર્થાત્ એક જ્ઞાન થઈ જ ન શકે, તેથી ચિત્તના

આનંત્યરૂપ અનવસ્થા કેવળ દોષરૂપ જ છે.

અહિં એ કહેવું યોગ્ય નથી કે 'અનંત ચિત્ત માનવાની જરૂર નથી કારણ કે જ્યાંથી ઘટાકાર ચિત્તનું જ્ઞાન અન્ય (દ્વિતીય) ચિત્તને થયું એટલે ઘટરૂપ અર્થનું જ્ઞાન થઈ ગયું. અને જ્યારે એ દ્વિતીય ચિત્તનું જ્ઞાન અન્ય તૃતીય ચિત્તને થયું એટલે ઘટજ્ઞાનનું પણ જ્ઞાન થઈ ગયું. તાત્પર્ય એ કે એપ્રમાણે અનંત ચિત્તસુધી જવા જરૂર જ નથી. એ ત્રણ ચિત્તોસુધી જવાથી કાર્ય સરે છે.' આમ કહેવું યોગ્ય નથી. કારણ કે જ્યાંસુધી ગ્રાહકનો નિર્ણય ન થાય ત્યાંસુધી ગ્રાહ્યનો નિર્ણય ન જ થવાનો, એટલે તૃતીય ચિત્તનું જ્યાંસુધી જ્ઞાન ન થાય ત્યાં સુધી દ્વિતીય ચિત્તનું જ્ઞાન જ ન હોય અને દ્વિતીયનું જ્યારે જ્ઞાન નહિ હોય ત્યારે ગ્રાહકના અજ્ઞાને ગ્રાહ્યરૂપ પ્રથમ ચિત્તનું અને તેથી અર્થનું પણ જ્ઞાન નજ હોય; તેથી અનવસ્થા અવશ્યજ આવવાની, એટલું જ નહિ પણ ગ્રાહકના અભાવે ચિત્ત છે એમ પણ ન કહેવાય. વૃત્તિરૂપ ચિત્તની અજ્ઞાતસત્તા માનીએ તો, એટલે તે હોય અને અજ્ઞાત રહે એમ માનીએ તો પછી પૂર્વ સૂત્રની વ્યાખ્યામાં કહ્યાપ્રમાણે સંશય સદા રહે અને અનુપલબ્ધિપ્રમાણ અયુક્ત ઠરે. તેથી જ્ઞાન વા વૃત્તિરૂપ ચિત્ત હોય ને અજ્ઞાત રહે એ જ અસંભવ છે. એ નિયમથી પણ તૃતીય ચિત્ત હોય તો તેનું જ્ઞાન અવશ્ય થવાનું અને તેથી ચતુર્થ ચિત્ત અવશ્ય અંગીકાર કરવું જોઇએ. તે જ પ્રમાણે પાંચમું, છઠ્ઠું વિગેરે. આ રીતે પણ એક અર્થના જ્ઞાનમાટે અનંત ચિત્તની કલ્પના કરવી અવશ્યની છે તેથી અનવસ્થા સ્પષ્ટ છે એટલું જ નહિ પણ જ્યારે એક સાક્ષી પુરુષથી નિર્વાહ થાય છે તો પછી અનંત ચિત્ત માનવામાં ગૌરવ તો વજ્રલેપસમાન લાગે છે.

આ તો એક દોષ થયો. બીજો દોષ એ મતમાં એ આવે છે કે સ્મૃતિનો સંકર થઇ જાય છે. ત્યાં સ્મૃતિસંકર બે રીતે પ્રતિપાદન કરેલો દેખાય છે:—

(૧) જેવો અનુભવ હોય છે તેવી સ્મૃતિ થાય છે, એ નિયમથી ઘટજ્ઞાનવખતે ઘટજ્ઞાન, તે જ્ઞાનનું જ્ઞાન, તેનું જ્ઞાન એમ અનંત જ્ઞાનોનું જ્ઞાન એ મતપ્રમાણે થયેલું હોવાથી સ્મૃતિવખતે પણ એ સર્વેનું સ્ફુરણ થવું પ્રાપ્ત થાય. એ પ્રકારનું સ્મરણ તે સ્મૃતિસંકર છે. એ દોષરૂપ છે કારણ કે સ્મૃતિવખતે માત્ર તે તે અર્થની જ સ્મૃતિ થાય છે, કંઇ અનંત જ્ઞાનની સ્મૃતિ થતી અનુભવાતી નથી.

તેમ જ (૨) બીજી રીતે સ્મૃતિસંકર આપ્રમાણે પ્રાપ્ત થાય છે. નીલવિષયના જ્ઞાનમાટે અનંત જ્ઞાનો થવાનાં એ તો ઉપરથી સિદ્ધ થયું છે.

ત્યાં એ પૂર્વે થયેલા જ્ઞાનની સ્મૃતિના પૂર્વ ક્ષણે ધારો કે પીતવિષયક જ્ઞાન થયું તો એ પીતવિષયક જ્ઞાન, તેનું જ્ઞાન, તેનું જ્ઞાન, એમ એક પ્રવાહ ચાલવાનો. હવે ધારો કે પૂર્વની નીલવિષયક સ્મૃતિ થઇ તો એ પ્રવાહ પણ ચાલવાનો. તો એથી બે વિષયનું સાથે જ્ઞાન થવું પ્રાપ્ત થાય એ તો એક દોષ આવે છે અને બીજો તો એ કે એ બે પ્રવાહમાંથી કયી સ્મૃતિ અને કયો તે સમયનો અનુભવ એ પણ નિર્ણય ન થવાનો અર્થાત્ બંને મિશ્રિત થઇ જવાનાં. આ દ્વિતીય દોષનું નામ સ્મૃતિસંકર છે.

આપ્રમાણે આ સૂત્રથી વિજ્ઞાનવાદીના મતમાં દૂષણ આપી સૂત્રકારે એ મત સર્વથા દૂષિત છે એ સિદ્ધ કર્યું અને તેથી ચિત્તના જ્ઞાનમાટે સાક્ષી પુરુષ અવશ્ય માનવો જોઇએ--એ માન્યા વિના વિજ્ઞાનવાદીના મતથી નિર્વાહ થઇ શકે એમ નથી એ પ્રતિપાદન કર્યું. ત્યાં એ પ્રશ્ન ઉઠે છે કે જે સાક્ષી પુરુષ માન્યો છે તે તો નિર્વિકાર, અપરિણામી તથા ક્રિયારહિત છે, તો એ ક્રિયારહિત તથા અપરિણામી પુરુષને ચિત્તસાથે ક્રિયાપૂર્વક સંબંધનો અભાવ જ હોવાનો તોપછી એ પુરુષ ચિત્તનો જ્ઞાતા તથા ભોક્તા કેવી રીતે થઇ શકે ? ન જ થાય. કારણ કે આપણે ચિત્તના સંબંધમાં જાણીએ છીએ કે જ્યારે ચિત્તમાં ક્રિયા થાય છે તથા તેથી ચિત્તનો વિષયસાથે સંબંધ થઇ અર્થાકારવૃત્તિ થાય છે ત્યારે ચિત્તને જ્ઞાન થાય છે. એ નિયમથી પુરુષને ચિત્તજ્ઞાન ક્યારે થાય કે જ્યારે પુરુષમાં ક્રિયા થાય તથા પુરુષ ચિત્તાકાર પરિણામને પામે ત્યારે—અર્થાત્ પુરુષ ક્રિયાવાળો તથા પરિણામી હોય ત્યારે. પણ તેમ તો છે નહિ. તો પછી એ પુરુષ ચિત્તનો જ્ઞાતા તથા ભોક્તા કેવી રીતે થઇ શકે ? આ શંકાનો ઉત્તર આપવા તથા ૧૮ મા સૂત્રમાં પ્રતિપાદન કરેલા અર્થની ઉપપત્તિ કરવા સૂત્રકાર કહે છે કે

**चितेरप्रतिसंक्रमायास्तदाकारापत्तौ स्वबुद्धिसंवेदनम् ॥२२॥**

સૂત્રાર્થ:—અન્યત્ર ગમન કરવાપણાથી રહિત દૃક્શક્તિ પુરુષ જ્યારે બુદ્ધિવૃત્તિના સદૃશ આકારને જાણે પામ્યો હોય એમ થઇ રહે છે ત્યારે એ બુદ્ધિવૃત્તિનું દ્રષ્ટાને જ્ઞાન થાય છે.

ચિતે:—એટલે ચિતિનું. ચિતિ શબ્દે કરી દૃક્શક્તિ વા ચૈતન્યરૂપ પુરુષનું ગ્રહણ થાય છે.

अप्रतिसंक्रमाया:—પ્રતિસંક્રમ જેનો નથી તેવી ચિતિ તે અપ્રતિસંક્રમા. ઘટાદિજ્ઞાનમાટે ચિત્તની વૃત્તિનું બહિર્ ગમન થાય છે તે પ્રતિસંક્રમ વા પ્રતિસંક્રાન્તિ કહેવાય છે. એ પ્રકારનું કોઇના પ્રતિ ગ-

મન ન થવું તે અપ્રતિસંક્રમ છે.

तदाकारतापत्तौ—બુદ્ધિવૃત્તિના આકારને પામવાથી–જ્યારે પામે છે ત્યારે. ખરૂં જોતાં પુરુષ અપરિણામી હોવાથી બુદ્ધિવૃત્તિના આકારને એ પામતો જ નથી તથાપિ બુદ્ધિવૃત્તિમાં પુરુષનું પ્રતિબિંબ પડે છે. અને એ પ્રતિબિંબ જેમ કાષ્ઠમાં રહેલો અગ્નિ કાષ્ઠાકાર પ્રતીત થાય છે તેમ બુદ્ધિવૃત્તિથી અવચ્છિન્ન થવાથી બુદ્ધિવૃત્તિના સમાન આકારવાળું જાણે થયું હોય એવું પ્રતીત થાય છે. એ પ્રતિપાદન કરવા સૂત્રકારે આપત્તિ શબ્દનો ઉચ્ચાર કર્યો છે.

स्वबुद्धिसंवेदनम्—દ્રષ્ટાની જે બુદ્ધિવૃત્તિ વા ચિત્ત તેનું જ્ઞાન.

આ સૂત્રમાં એ કહ્યું કે પુરુષ તો પરિણામી તથા ક્રિયાવાળો નથી જ અને તેથી જેમ ચિત્ત અર્થાકાર પરિણામને પામે છે તેમ પુરુષનું ચિત્તપ્રતિ ગમન પણ થતું નથી. તેમ જ વાસ્તવિક રીતે પુરુષનો ચિત્તાકાર પરિણામ પણ થતો નથી. આમ છતાં ચિત્તનું જ્ઞાન કેવી રીતે થાય છે તેનો ઉત્તર આ પ્રમાણે: ચિત્ત વા બુદ્ધિસત્ત્વ પ્રધાનપણે સત્ત્વગુણનું કાર્ય છે તેથી ચૈતન્યનું પ્રતિબિંબ ગ્રહણ કરવા સમર્થ છે. એમ હોવાથી ચિતિશક્તિ પુરુષનું એ ચિત્તમાં પ્રતિબિંબ પડે છે. એ ચૈતન્યના પ્રતિબિંબથી સ્વરૂપે અચેતન એવી જે બુદ્ધિ તે ચેતનાવત્ થાય છે. ચૈતન્યનું બુદ્ધિમાં પ્રતિબિંબ પડવું એને શાસ્ત્રમાં ચિચ્છાયાપત્તિ કહી વર્ણવ્યું છે. આ રીતે બુદ્ધિ ચેતનાવત્ થાય છે તેથી તે જ્ઞાતારૂપ થઇ રહે છે. તથાપિ અવિદ્યાદશામાં બુદ્ધિસત્ત્વ અને પુરુષનો વિવેક હોતો નથી તેથી એ જ્ઞાતૃત્વનો પુરુષમાં આરોપ થાય છે. એ જ પ્રમાણે ભોક્તૃત્વનો પણ પુરુષમાં આરોપ થાય છે. એ બુદ્ધિસત્ત્વની જે વૃત્તિઓ નીકળે છે તે વૃત્તિઓ પણ પુરુષપ્રતિબિંબવાળી હોવાથી ભાસે છે અર્થાત્ જ્ઞાનરૂપ થાય છે. તાત્પર્ય એ કે પૂર્વે वृत्तिसारूप्यमितरत्र ઇત્યાદિ સૂત્રોમાં પ્રતિપાદન કર્યાપ્રમાણે પુરુષના પ્રતિબિંબથી બુદ્ધિનું સંવેદન થાય છે. પુરુષનું બુદ્ધિ અને વૃત્તિમાં પ્રતિબિંબ પડે છે. એ પ્રતિબિંબ બુદ્ધ્યવચ્છિન્ન તથા વૃત્ત્યવચ્છિન્ન પુરુષનું છે તેથી એ પ્રતિબિંબ બુદ્ધિ અને વૃત્તિના સમાન આકારવાળું પ્રતીત થાય છે, અને તેથી જ્ઞાન તથા ભોગ થાય છે.

અહિં એ કહેવું યોગ્ય નથી કે બુદ્ધિસત્ત્વ પુરુષકરતાં ઓછું સ્વચ્છ હોવાથી તથા પુરુષ વિભુ હોવાથી તેનું પ્રતિબિંબ નહિ પડી શકે. કારણ કે આપણે જોઇએ છીએ કે મલિન જળવિષે સ્વચ્છ સૂર્ય, તારાગણવિગેરેનું પ્રતિબિંબ પડે છે; તેમ જ વિભુ આકાશનું પણ નક્ષત્રસહિત જલમાં પ્રતિબિંબ પડે છે. તેથી એવો કોઇ નિયમ નથી

કે પોતાથી અધિક મલિન પદાર્થમાં પ્રતિબિંબ ન પડે વા મોટા પદાર્થનું નાનામાં પ્રતિબિંબ ન પડે. એટલું જ નહિ પણ બુદ્ધિસત્ત્વમાં જે પુરુષનું પ્રતિબિંબ પડે છે એમ કહ્યું છે તેનો અર્થ એવો નથી કે એ પ્રતિબિંબ ભૌતિક પદાર્થોના પ્રતિબિંબજેવું છે. એનો તો માત્ર એ જ અર્થ છે કે બુદ્ધિસત્ત્વમાં રહેલી જે ચિતશક્તિ તે પુરુષના સાંનિધ્યથી અભિવ્યક્તિને પામે છે, પુરુષમાં જે પ્રકારની જ્ઞાનશક્તિ રહી છે તે જ્ઞાન શક્તિનો પુરુષના સાંનિધ્યથી બુદ્ધિસત્ત્વમાં આવિર્ભાવ થાયછે.

આ પ્રમાણે આ સૂત્રથી ચિત્તનું જ્ઞાન અપરિણામી તથા નિષ્ક્રિય પુરુષને કેવી રીતે થાય છે એ પ્રતિપાદન કર્યું. હવે શબ્દાદિ અર્થનું ભાન કેવી રીતે થાય છે તથા ભોગ કોને થાય છે વિગેરે પ્રતિપાદન કરતા કહે છે કે

**द्रष्टृदृश्योपरक्तं चित्तं सर्वार्थम् ॥२३॥**

સૂત્રાર્થ:—દ્રષ્ટા પુરુષ તથા શબ્દાદિ દ્રશ્યથી ઉપરક્ત થયેલું ચિત્ત સર્વ પદાર્થોનો વિષય કરે છે.

द्रष्टृ૦:—દ્રષ્ટા એટલે ચેતનરૂપ પુરુષ અને દ્રશ્ય એટલે શબ્દાદિ અચેતન પદાર્થો. એ બેથી ઉપરક્ત થયેલું એટલે પુરુષના પ્રતિબિંબવાળું, દ્રશ્યરૂપ શબ્દાદિ આકારે પરિણામ પામેલું. ચિત્તનો પુરુષથી ઉપરાગ થવો એ પુરુષના પ્રતિબિંબવાળા થવું તે છે; અને દ્રશ્યથી ઉપરાગ થવો તે દ્રશ્યનું વૃત્તિમાં આરૂઢ થવું અર્થાત્ વૃત્તિનો અર્થાકાર પરિણામ થવો એ છે.

सर्वार्थम्—એટલે સર્વ પદાર્થો છે અર્થ નામ વિષય જેના એવું.

આ સૂત્રથી એ કહ્યું કે ચિત્તને જ્યારે દ્રષ્ટા પુરુષ અને દૃશ્ય શબ્દાદિનો ઉપરાગ થાય છે ત્યારે ચિત્ત ચેતનાચેતન સર્વ પદાર્થને વિષય કરે છે. ત્યાં દ્રષ્ટાના સાંનિધ્યથી ચિત્તની દૃક્શક્તિ અભિવ્યક્ત થાય છે. દૃક્શક્તિ વા જ્ઞાનશક્તિ બે પ્રકારની છે: (૧) નિત્યોદિતા અને (૨) અભિવ્યંગ્યા. જે દૃક્શક્તિ પોતાના સ્વરૂપરૂપ છે તે નિત્યોદિતા છે અને જે અન્યના સંનિધાનથી જાગરૂક થનાર છે તે અભિવ્યંગ્યા છે. નિત્યોદિતા ચિતિશક્તિ પુરુષરૂપ છે અને અભિવ્યંગ્યા ચિતિશક્તિ ચિત્તમાં છે. એ શક્તિ પુરુષના સંનિધાનથી જાગરૂક થાય છે. તેથી જે સ્વરૂપે અચેતન છે તે ચેતનવત્ થઇ રહે છે. એ ચિત્તસત્ત્વમાં અભિવ્યક્ત થનાર પુરુષના પ્રતિબિંબરૂપ જે અભિવ્યંગ્યા ચિતિશક્તિ છે તે જ્યારે સુખાદિ સારૂપ્યને પામે છે ત્યારે નિત્યોદિતા ચિતિશક્તિરૂપ પુરુષનો ભોગ કહેવાય છે. એ ભોગને ચિદવસાનનો ભોગ વા પર ભોગ કહે છે અને સુખાદિ પરિણામ તે

ચિત્તાવસાન વા અપર ભોગ કહેવાય છે. આ રીતે દ્રષ્ટાથી ઉપરક્ત થયેલું ચિત્ત પુરુષસાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે. તથાપિ પુરુષનુ પ્રતિબિંબ ગ્રહણ કરવાનું સામર્થ્ય રજોગુણ તથા તમોગુણમાં છે નહિ, માત્ર સત્ત્વમાં છે તેથી પુરુષજ્ઞાન દૃઢ રીતે ક્યારે થાય છે કે જ્યારે સત્ત્વનો રજસુતમસુથી અભિભવ થતો નથી અર્થાત્ જ્યારે ત્રિગુણાત્મક ચિત્તમાં રજસુ અને તમસુના ધર્મો અત્યંત અસ્ફુટ થઇ જઇ સાત્ત્વિકધર્મ માત્રનો ઉદય થાય છે અર્થાત્ ચિત્ત શુદ્ધસાત્વિક થાય છે ત્યારે. ચિત્તની શુદ્ધસાત્વિક દશા સમાધિમાં જ થાય છે. તેથી પુરુષનો દૃઢ અપરોક્ષ સાક્ષાત્કાર સમાધિમાં જ થાય છે. આથી એ થયું કે ચિત્ત દ્રષ્ટા પુરુષથી ઉપરક્ત થવાથી પુરુષને જાણવા સમર્થ છે અને જ્યારે શબ્દાદિ દૃશ્ય પદાર્થોથી ઉપરક્ત થાય છે ત્યારે પુરુષથી અતિરિક્ત તે તે દૃશ્યને જાણવા સમર્થ છે. તેથી એ સ્પષ્ટ છે કે દ્રષ્ટા પુરુષ અને દૃશ્ય વિષય એ બેના ઉપરાગથી ચિત્ત ચેતનાચેતનાત્મક સમગ્ર પદાર્થોને જાણી શકે છે.

આપ્રમાણે ચિત્ત જે સ્વરૂપે દૃશ્ય શબ્દાદિથી તથા દ્રષ્ટા પુરુષથી સદા ભિન્ન વસ્તુ છે તે ત્રણ રૂપવાળું પ્રતીત થાય છે. જેમ સ્ફટિકની એક બાજુએ જપાકુસુમ મુક્યું હોય અને બીજી બાજુએ ઇન્દ્રનીલ મણિ મુક્યો હોય તો એ સ્ફટિક ત્રણ રૂપવાળો પ્રતીત થવાનો, કારણ કે જપાકુસુમ તથા ઇન્દ્રનીલમણિ એ બંનેનાં એ સ્ફટિકમાં પ્રતિબિંબ પડવાનાં તેથી એક તો સ્ફટિકનો સ્વભાવ જે હતો તે તો રહેવાનો જ અને વધારામાં જપાકુસુમ તથા ઇન્દ્રનીલ એ બેના સ્વભાવવાળો એ થવાનો. તે જ પ્રમાણે ચિત્ત જે પુરુષ અને વિષયોથી ભિન્ન છે તે પુરુષનું પ્રતિબિંબ ગ્રહણ કરે છે અને વિષયાકાર પરિણામને પામે છે તેથી પોતાના સ્વભાવવાળું, પુરુષના ધર્મવાળું અર્થાત્ ચેતનાવાળું તથા વિષયાકાર એમ ત્રણ સ્વભાવવાળું પ્રતીત થાય છે. આમ ત્રણે સ્વભાવવાળું પ્રતીત થાય છે છતાં વસ્તુતઃ તો એ ચિત્ત પોતાના સ્વભાવવાળું જ ખરે ખરૂં છે અને અન્યના સ્વભાવનો તો માત્ર એને ઉપરાગ થયો છે. આમ છે છતાં એ ચિત્તનો અને દ્રષ્ટા અને દૃશ્યથી યથાર્થ વિવેક સમાધિપ્રજ્ઞાથી જ થાય છે તેથી એ સમાધિપ્રજ્ઞાનો ન અનુભવ કરનાર નાસ્તિકોમાંના કેટલાકને ચિત્તથી અતિરિક્ત પુરુષ નથી એવો ભ્રમ થાય છે અને અન્યને ચિત્તથી અતિરિક્ત વિષયો નથી એવો ભ્રમ થાય છે. એ ભ્રમ તેમનું અજ્ઞાન લક્ષમાં લેતાં સ્વાભાવિક છે. તેથી એ દોષ ખરૂં જોતાં તેમના અજ્ઞાનનો છે.

આપ્રમાણે ૧૫મા સૂત્રથી તે આ સૂત્રપર્યન્ત દૃશ્ય વિષયો

ચિત્તથી સ્વતંત્ર સત્તાવાળા છે એ તથા ચિત્તથી અતિરિક્ત પુરુષ એક ભિન્ન તત્ત્વ છે એ વિસ્તારથી દૂષણસમર્થનપૂર્વક સિદ્ધ કર્યું. હવે ચિત્તથી અતિરિક્ત દ્રષ્ટા છે એ વિષયને અતિદૃઢ રીતે સિદ્ધ કરવાના આશયથી અન્ય હેતુનું સૂત્રકાર પ્રતિપાદન કરે છે.

**तदसंख्येयवासनाभि[1]श्चित्रमपि परार्थं संहत्यकारित्वात् ॥ २४॥**

સૂત્રાર્થ:--આવું જે ચિત્ત તે ક્લેશકર્માદિની અસંખ્ય વાસનાઓએ કરીને વિવિધરૂપવાળું છે છતાં દેહ, ઇન્દ્રિયાદિ સહકારીસાથે મળીને કાર્ય કરનાર હોવાથી પુરુષના ભોગાપવર્ગરૂપ અર્થને સાધનાર છે અર્થાત્ અન્યને અર્થે છે.

तद्—એટલે દ્રષ્ટા અને દૃશ્યથી ઉપરાગને પામનાર ચિત્ત.

असंख्येय०—એટલે ગણી ન શકાય એટલી કામકર્માદિની વાસનાવડે.

चित्रम्--વિવિધરૂપવાળું--નાનારૂપવાળું છે.

परार्थम्--પોતાથી અન્ય જે પુરુષ તેને અર્થે છે--તેનું ભોગ્ય છે.

संहत्य०—અન્ય સહકારિસાથે મળીને—સંભૂય-ક્રિયા કરનાર છે તેથી.

આ સૂત્રમાં એ કહ્યું કે ચિત્તમાં ક્લેશકર્માદિની અસંખ્ય વાસનાઓ હોય છે અને તેથી વાદીના મતપ્રમાણે ચિત્તનો સ્વતઃ અર્થાકાર પરિણામ થાય છે એમ માનીએ--એટલે ખરું જોતાં તો પુરુષના સંનિધાનથી જ ચિત્તની પ્રવૃત્તિ થાયછે તથાપિ હાલ તકરારની ખાતર એમ પણ માનીએ કે એ અસંખ્યવાસનાવશાત્ જ ચિત્તનો અર્થાકાર પરિણામ થાય છે. તથાપિ એ ચિત્ત સહકારીની અપેક્ષા રાખી -સહકારિસાથે એકઠું મળી-અર્થક્રિયા કરનાર હોય છે તેથી અન્યને માટે છે, અર્થાત્ પુરુષના ભોગ અને અપવર્ગરૂપ અર્થને સાધવા માટે છે. આપણે જોઇએ છીએ કે જે જે પદાર્થો અન્ય સહકારીની અપેક્ષાથી કાર્ય કરનાર હોય છે તે સર્વ અન્યના અર્થને જ સાધનારહોય છે. જેમ કે ગૃહ, ગૃહસ્તંભ વિગેરે સહકારીની સહાયથી પોતાના કાર્યરૂપ વસતિને કરે છે. એ વસતિરૂપ કાર્ય વિષ્ણુમિત્રાદિનું છે, કંઈ ઘરનું પોતાનું નથી. તેમ જ શૈય્યાવિગેરે પદાર્થો પણ ભૂમિવિગેરે સહકારીની અપેક્ષા રાખી કાર્ય કરનાર છે તથા પોતાથી અન્ય પદાર્થોના ભોગમાટે છે. તે જ પ્રમાણે ચિત્તથી વા સત્ત્વાદિ ત્રણ ગુણોથી પોતાના પરિણામદ્વારા સધાતાં કાર્ય જે ભોગ અને અપવર્ગ તે પોતાનાં નહિ હોવાં જોઇએ પણ પોતાથી અન્ય કોઇના હોવાં જોઇએ એ સ્પષ્ટ છે. તેથી ચિત્તનો થતો અર્થાકાર પરિણામ વા જ્ઞાન જ્ઞાનને માટે જ નથી પણ સુખદુ:ખાદિઅર્થે છે. એ સુખદુ:ખાદિ

૧ કેટલાંક પુસ્તકોમાં चित्तमपि એવો પાઠ જોવામાં આવે છે.

પણ પોતાને માટે નથી પણ જે અનુકૂલનીયપ્રતિકૂલનીય તત્ત્વ હોય તેને માટે છે. તેથી ચિત્તથી વા સત્ત્વાદિ ગુણત્રયથી અતિરિક્ત કોઇ પદાર્થ અવશ્ય માનવો જોઇએ એ સિદ્ધ થાય છે. એ પદાર્થ કયો લેવો તે વિચારવાનું છે. ત્યાં એ સહજ જણાય છે કે એ પદાર્થ સત્ત્વાદિ ગુણોના સ્વભાવથી રહિત હોવો જોઇએ કારણ કે જો એ જ સ્વભાવનો હોય તો તે પણ અન્ય સહકારીની અપેક્ષા રાખી જ કાર્ય કરનાર હોવાનો, તેથી પરાર્થ હોવાનો અને એમ જતાં જતાં અનવસ્થા દોષ આવવાનો. તેથી જેને માટે આ સઘળા પરિણામો થાય છે અર્થાત્ સત્ત્વાદિની પ્રવૃત્તિ થાય છે તે પદાર્થ એ સત્ત્વાદિના ધર્મથી રહિત- એ સર્વથી વિલક્ષણ-હોવો જોઇએ એ જરૂરનું છે. સત્ત્વાદિમાં પરિણામિત્વ, જડત્વ, ક્રિયાકારિત્વ વિગેરે ધર્મો હોય છે તેથી એ પદાર્થમાં એ ગુણોનો અભાવ હોવો જોઇએ એટલે એ પદાર્થ અપરિણામી, ચિદ્રૂપ, નિષ્ક્રિય, કૂટસ્થ નિત્ય હોવો જોઇએ. એવા પદાર્થને જ આ શાસ્ત્ર પુરુષસંજ્ઞા આપે છે. તેથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે ચિત્ત અસંખ્યવાસનાવડે ચિત્રિત છે અને તેથી સ્વતઃ પરિણામ પામનાર છે એમ લઇએ તોપણ એ ચિત્ત પરાર્થ હોવાથી પુરુષ અવશ્ય અંગીકાર કરવો જોઇએ.

આપ્રમાણે આ સૂત્રથી પુરુષનું અસ્તિત્વ દૃઢ રીતે સિદ્ધ કર્યું તથા ચિત્ત પરાર્થ છે અને પુરુષ સ્વાર્થ છે એ પ્રકારનો એનો વિવેક પણ અર્થાત્ સિદ્ધ કર્યો.

આ રીતે આ પાદનાં સૂત્રોથી પંચવિધ ચિત્તનું પ્રતિપાદન કર્યું, તેમાં કૈવલ્યયોગ્ય ચિત્તનો નિર્ણય કર્યો તથા વાસનાદિના પ્રકારના તથા વિવેકખ્યાતિના વિષયના પ્રતિપાદનદ્વારા પરલોકાદિમાં જનાર, ભોગાપવર્ગને પામનાર, ચિત્તથી અતિરિક્ત દ્રષ્ટા પુરુષની સિદ્ધિ કરી. હવે કૈવલ્યનું નિરૂપણ બરાબર થઇ શકે એમ છે તેથી તે કરવા ગ્રંથકાર પ્રવૃત્ત થાય છે. ત્યાં પ્રથમ તો કૈવલ્યનો અધિકારી પુરુષ કોણ છે એ નિર્ણય કરે છે એટલે પૂર્વ સૂત્રોમાં વિસ્તારથી પ્રતિપાદન કરેલા વિવેકના સાક્ષાત્કારથી જે આદ્ય મોક્ષ થાય છે-જેને પામેલો પુરુષ કૈવલ્યનો અધિકારી છે-તે પ્રતિપાદન કરે છે.

**विशेषदर्शिन आत्मभावभावनाविनिवृत्तिः॥२५॥**

સૂત્રાર્થઃ—ચિત્તથી અતિરિક્ત હું પુરુષ છું એ પ્રકારે ચિત્ત અને પુરુષના વિવેકજ્ઞાનવાળાને હું કોણ છું ઇત્યાદિ પ્રકારની આત્મવિષયક જિજ્ઞાસા નિવૃત્ત થાય છે.

વિશેષ૦--પ્રમાતા, પ્રમેય અને પ્રમાણ એટલે પુરુષ, વિષયો

અને ચિત્ત એ ત્રણે અવિવેકીને તથા નાસ્તિકોને એકરૂપ ભાસે છે. તેમનો વિશેષ જાણનારની એટલે વિષયથી ચિત્ત જૂદું છે તથા એ બંનેથી પોતે દ્રષ્ટા પુરુષ જૂદો છે એ પ્રકારના વિવેકસાક્ષાત્કારવાળાની.

આત્મા૦—આત્મા તે શું છે, હું કોણ છું, ક્યાંથી છું ઇત્યાદિ પ્રકારની આત્માસંબંધી જે જિજ્ઞાસા હોય છે તે નિવૃત્ત થાય છે.

આ સૂત્રમાં એ કહ્યું કે મનુષ્યમાં હજારે કોઇને અપાર પુણ્યના ઉદયથી વર્તમાન જન્મમાં હું કોણ છું, હું મન છું, દેહ છું કે એથી કોઇ અતિરિક્ત તત્ત્વ છું, હું ક્યાંથી આવ્યો છું, હવે પછી શું થનાર છું, હાલ શાથી સ્થિતિને પામી રહ્યો છું ઇત્યાદિ પ્રકારની આત્માસંબંધી ઉત્કટ જિજ્ઞાસા ઉદય થાય છે. જ્યારે મોક્ષમાર્ગના શ્રવણથી રોમાંચ, હર્ષ, અશ્રુપાતવિગેરે થતાં જોવામાં આવે છે ત્યારે એ ઉપરથી આત્મવિષયક ઉત્કટ જિજ્ઞાસા તેને થઇ છે એમ કહેવાય છે. એવી જિજ્ઞાસા જેને ઉદય થાય છે તે જ પુરુષ યોગનો અધિકારી છે. અન્ય લુલાં પુણ્યવાળાં પ્રાણીને તથા નાસ્તિકને તો દેહ હું છું, મન હું છું ઇત્યાદિ પ્રકારનો ભ્રમ દૃઢ થઇ રહેલો હોય છે, તેથી તેવાં તો સત્ય શું છે તે જાણવામાટે પ્રયત્ન જ કરતાં નથી તેથી એ માણસો તો કેવલ અનધિકારી જ છે. યોગના અધિકારી પુરુષોને જ્યારે દૃશ્યથી ચિત્ત અતિરિક્ત છે તથા ચિત્તથી પુરુષ અર્થાત્ પોતે અતિરિક્ત છે, એ સાક્ષાત્કાર થાય છે ત્યારે ભય શોક વિગેરેને આપનાર આત્મવિષયક સંશય નિવૃત્ત થાય છે કારણ કે જિજ્ઞાસા પોતાના વિષયના જ્ઞાનથી સર્વદા નિવૃત્ત થાય છે એ નિયમ છે. જેણે એક વખત વરૂ વા સિંહ ન જોયા હોય તેને એ પદાર્થો કેવા હશે એ જાણવાની ઇચ્છા થાય છે. જે સમયે એ પદાર્થોનો સાક્ષાત્કાર તેને થાય છે તે સમયે જ એ જાણવાની ઇચ્છા નિવૃત્ત થઇ જાય છે. આ જ પ્રમાણે જ્યારે દૃશ્ય વિષયો તથા ચિત્તથી અતિરિક્ત હું પુરુષ છું, લોકલોકાન્તરમાં ગમનવિગેરે ચિત્તનું થાય છે, ચિત્તમાં જ અવિદ્યા રહેલી છે. સુખદુ:ખાદિ પણ ચિત્તમાં જ છે ઇત્યાદિ પ્રકારનું વિશેષજ્ઞાન થાયછે -એવો અપરોક્ષ સાક્ષાત્કાર થાય છે-ત્યારે હું કોણ છું વિગેરે પ્રકારની આત્મવિષયક જિજ્ઞાસા કેવલ નિવૃત્ત થઇ જાય છે અને તેથી ભયશોકાદિથી રહિત થાય છે. આ પ્રકારના વિશેષદર્શનરૂપ તત્ત્વજ્ઞાનથી થતી ભયશોકાદિની નિવૃતિ તે પ્રથમ મોક્ષ છે જેને પામેલો પુરુષ કૈવલ્યનો અધિકારી છે.

આપ્રમાણે તત્ત્વજિજ્ઞાસુને વિશેષદર્શનથી આદ્ય મોક્ષ થાય છે એ પ્રતિપાદન કર્યું તથા એ મોક્ષને પામેલો પુરુષ કૈવલ્યનો અધિ-

કારી છે એ સૂચવ્યું. હવે એ પુરુષનું ચિત્ત કેવું છે એ પ્રતિપાદન કરે છે. કેમકે એ પુરુષને આટલું થયાથી કૈવલ્ય થતું નથી પણ ક્રમે ક્રમે થાય છે.

**तदा विवेकनिम्नं कैवल्यप्राग्भारं चित्तम् ॥ २६ ॥**

સૂત્રાર્થ—ત્યારે એ યોગીનું ચિત્ત દ્રષ્ટા અને દૃશ્યના વિવેકમાં નિષ્ઠાવાળું થાય છે તથા કૈવલ્યને અભિમુખ થાય છે.

विवेकनिम्नम्—દ્રષ્ટા અને દૃશ્યનો જે ભેદ તે વિવેક, એ વિવેક છે નિમ્ન નામ આલંબનભૂમિ જેની એવું અર્થાત્ એ ભેદસાક્ષાત્કારમાં જ સ્થિર થઈ રહેનારું.

कैवल्यप्राग्भारम्—કૈવલ્યમાં છે પ્રાગ્ભાર-વલણ—જેનું એવું એટલે કૈવલ્યને અભિમુખ વા કૈવલ્યરૂપ અવધિવાળું.

આ સૂત્રમાં એ કહ્યું કે એ તત્ત્વજિજ્ઞાસુ પુરુષનું ચિત્ત જે પૂર્વે જ્યારે એને ચિત્તવિગેરેવિષે આત્મભ્રમ હતો ત્યારે સંસારના પ્રતિ લાગેલું રહેતું તે ચિત્ત જ્યારે એ પુરુષને દ્રષ્ટા અને દૃશ્યના ભેદનું અપરોક્ષ દર્શન થાય છે ત્યારે એ વિવેકમાં જ લાગી રહેલું રહે છે તથા કૈવલ્યરૂપ ફલના અભિમુખ થાય છે અર્થાત્ ધર્મમેઘ નામના ધ્યાનમાં જ પ્રીતિવાળું થઇ રહે છે.

આપ્રમાણે આ સૂત્રથી એ ચિત્તની અવસ્થા કહી તથા કહ્યું કે એ વિશેષદર્શન થવાથી ચિત્ત તે જ ક્ષણે કૈવલ્યને પામતું નથી પણ કૈવલ્યના અભિમુખ થાય છે અર્થાત્ એ વિશેષદર્શન એક વખત થવામાત્રથી કૃતકૃત્યતા થતી નથી પણ એ વિવેકસાક્ષાત્કારમાં મધ્યે મધ્યે પૂર્વસંસ્કારવશાત્ વ્યુત્થાનવૃત્તિઓ સ્ફુરે છે. એ વૃત્તિઓ જ્યારે દૃઢઅભ્યાસથી વિરોધી સંસ્કારોનો કેવલ અભિભવ થઇ જાય ત્યારે જ સ્ફુરતી બંધ થાય છે અને પછી કૈવલ્યની સિદ્ધિ થાય છે. આમ હોવાથી સૂત્રકાર પ્રથમ એ પ્રતિપાદન કરે છે કે ઉત્પન્નમાત્રવિશેષદર્શનવાળા પુરુષને મધ્યે મધ્યે અન્ય પ્રત્યયો સ્ફુરે છે.

**तच्छिद्रेषु प्रत्ययान्तराणि संस्कारेभ्यः ॥२७॥**

સૂત્રાર્થ:—વિવેકસાક્ષાત્કારમાં નિષ્ઠા રાખનાર યોગીને વ્યુત્થાન-અનુભવથી બંધાયેલા સંસ્કારોને લીધે મધ્યે વ્યુત્થાનરૂપ પ્રત્યયો થાય છે.

तच्छिद्रेषु—વિવેકસાક્ષાત્કારની મધ્યે.

प्रत्यया॰—એટલે સમાધિથી અન્ય જે વ્યુત્થાન તેનાં પ્રત્યય નામ જ્ઞાન વા વૃત્તિઓ.

संस्कारेभ्यः—એટલે વ્યુત્થાનના અનુભવથી પડેલા સંસ્કારોથી.

આ સૂત્રથી એ કહ્યું કે જે યોગીને વિવેકસાક્ષાત્કાર ઉત્પન્ન થયો છે પણ જેની એ વિવેકસાક્ષાત્કારમાં દૃઢ સ્થિતિ થઈ નથી તેને એ સમાધિથી વ્યુત્થાન કરનાર પ્રત્યયો વચ્ચે વચ્ચે પૂર્વના વ્યુત્થાનસંસ્કારોથી થાય છે. યોગીને જે સમયે વિવેકસાક્ષાત્કાર થાય છે તે સમયે અવિદ્યાદિક્લેશોની નિવૃત્તિ થાય છે તથાપિ અવિદ્યાદિક્લેશોના સંસ્કારો એટલાથી દગ્ધ થતા નથી. તેમ જ વ્યુત્થાનનો બાધ સમાધિસમયે થાય છે તથાપિ એક વારના થયેલા એ વિવેકસાક્ષાત્કારથી વ્યુત્થાનના સંસ્કારોનો હાન થતો નથી. આમ થવાથી એ યોગીનું એ વિવેકસાક્ષાત્કારરૂપ સમાધિથી વ્યુત્થાન થાય છે. તથા તે સમયે જેનાં બીજ ક્ષયને પામવાના ક્રમમાં છે પણ જે ક્ષીણ થઈ ગયાં નથી એવાં સંસ્કારોથી 'હું વિવેકસાક્ષાત્કારવાળો છું, હું શું જાણું છું? કંઈ જ નહિ' ઇત્યાદિ પ્રકારનાં વ્યુત્થાનપ્રત્યયો થાયછે. તાત્પર્ય એ કે ઉત્પન્નમાત્ર વિવેકસાક્ષાત્કારથી અર્થાત્ વિશેષદર્શનથી વ્યુત્થાનનો બાધ થતો નથી તેથી યોગીએ એને માટે પ્રયત્ન કરવું જરૂરનું છે.

આપ્રમાણે આ સૂત્રથી એ કહ્યું કે ઉત્પન્નમાત્ર વિવેકસાક્ષાત્કારવાળા યોગીને વ્યુત્થાનસંસ્કારોથી મધ્યે મધ્યે વ્યુત્થાનપ્રત્યયો થાય છે તેથી તેનું હાન કરવું જરૂરનું છે. હવે એ હાન કેવી રીતે થાય છે એ કહે છે. કેમકે જ્યાંસુધી એ પ્રત્યયોનો સંસ્કારના બાધદ્વારા બાધ થયો નથી ત્યાંસુધી કૈવલ્ય થતું નથી.

**हानमेषां क्लेशवदुक्तम् ॥२८॥**

સૂત્રાર્થઃ—જે ઉપાયથી સ્થૂલસૂક્ષ્મ ક્લેશોનું હાન થાય છે તે જ ઉપાયે આ સંસ્કારોનું પણ હાન થાય છે એમ પૂર્વાચાર્યોએ કહ્યું છે.

उक्तम्=કહ્યું છે અર્થાત્ પૂર્વાચાર્યોએ.

આ સૂત્રથી એ કહ્યું કે ध्यानहेयास्तद्वृत्तयः ।, ते प्रतिप्रसवहेयाः सूक्ष्माः। એ બે સૂત્રોમાં તત્ત્વજ્ઞાનથી ક્લેશોનો હાન થાય છે તથા ચિત્તના લયથી નાશ થાય છે એમ કહ્યું છે અર્થાત્ એ બે સૂત્રમાં ક્લેશના હાનમાટે તત્ત્વજ્ઞાન અને નાશમાટે ચિત્તનો લય એ બે ઉપાયો બતાવ્યા છે તે બે ઉપાયો અંહિ પણ સમજી લેવા. આથી એ થયું કે જેમ વિવેકસાક્ષાત્કારથી સ્થૂલ અવિદ્યાદિક્લેશો નાશ પામે છે પણ તેના સંસ્કારોનો હાન તો વિવેકસાક્ષાત્કારરૂપ સંપ્રજ્ઞાતયોગની પરંપરાથી થાય છે અને કેવલ નાશ તો ચિત્તના લયથી જ થાય છે, તેમ આ વ્યુત્થાનપ્રત્યયોની નિવૃત્તિ પણ વિવેકસાક્ષાત્કારરૂપ સંપ્રજ્ઞાતયોગથી થાય છે તથા એના જે સંસ્કારો જેમાંથી એ વ્યુત્થાનપ્રત્યયો પુનઃ મધ્યે મધ્યે ઉદય પામે છે તેનો હાન તો સંપ્રજ્ઞાતની પરંપરાથી ઉ-

ત્પન્ન થયેલા દૃઢ જ્ઞાનસંસ્કારોના બલથી થાય છે, કેમકે એ જ્ઞાનસંસ્કારો વ્યુત્થાનપ્રત્યયને ઉત્પન્ન કરનાર વ્યુત્થાનસંસ્કારોના વિરોધી છે. તથા એનો નાશ તો ચિત્તના લયથી જ થાય છે. આથી સૂત્રકારે એ સૂચવ્યું કે મધ્યે મધ્યે જે વ્યુત્થાનપ્રત્યયો થાય છે તેને અટકાવવા એના કારણભૂત જે વ્યુત્થાનસંસ્કારો તેનો દાહ થવો જોઇએ અને એ દાહ સંપ્રજ્ઞાતની પરંપરાથી થાય છે તેથી યોગીએ વિવેકસાક્ષાત્કારરૂપ સંપ્રજ્ઞાતની પરંપરા અવશ્ય કરવી જોઇએ અર્થાત્ પુનઃ પુનઃ વિવેકસાક્ષાત્કારમાં મચી રહેવું જોઇએ.

આ પ્રકારે જ્યારે યોગી સંપ્રજ્ઞાતની પરંપરામાં મચી રહે છે ત્યારે કાળે કરીને એ પરંપરાથી ઉત્પન્ન થયેલા જ્ઞાનસંસ્કારોથી વ્યુત્થાનસંસ્કારોનો બાધ થાય છે. એ સંસ્કારોનો બાધ થવાથી શું થાય છે તે સૂત્રકાર હવે પ્રતિપાદન કરે છે.

**प्रसंख्यानेऽप्यकुसीदस्य सर्वथा विवेकख्यातेर्धर्ममेघः समाधिः ॥२९॥**

સૂત્રાર્થઃ—વિવેકસાક્ષાત્કાર થયા છતાં પણ તેથી થતાં સર્વભાવાધિષ્ઠાતૃત્વવિગેરે જે ફલો તેની ઇચ્છાથી રહિત યોગી થાય છે ત્યારે તેને વિવેકસાક્ષાત્કારનો નિરન્તર ઉદય થાય છે જેથી ધર્મમેઘ સમાધિ તેને પ્રાપ્ત થાય છે

प्रसंख्यानेऽपि—સંપૂર્ણ તત્ત્વોના વિવેકનો જે સાક્ષાત્કાર તે પ્રસંખ્યાન છે તે સિદ્ધ થયા છતાં પણ તેમાં

अकुसीदस्य—એટલે એથી થતાં ફલોની ઇચ્છાથી રહિત યોગીને.

धर्ममेघः—क्लेशकर्मादीनां निःशेषेणोन्मूलकं धर्मं मेहति वर्षतीति धर्ममेघः—એટલે કલેશકર્માદિનું ઉન્મૂલન કરનાર જે ધર્મ તેને વર્ષાવનાર તે ધર્મમેઘ.

આ સૂત્રથી એ કહ્યું કે સંપ્રજ્ઞાતયોગની પરંપરા થવાથી તે યોગીને એ પ્રસંખ્યાનવશાત્ સર્વભાવાધિષ્ઠાતૃત્વવિગેરે સિદ્ધિઓ આવી અભિમુખ થાય છે. એ સિદ્ધિમાં જો એ યોગી લોભાય છે તો એને વ્યુત્થાન પ્રાપ્ત થાય છે. પણ જો નથી લોભાતો તો એને વ્યુત્થાન નહિ થવાથી સંપ્રજ્ઞાતયોગની પરાકાષ્ઠારૂપ ધર્મમેઘ સમાધિ પ્રાપ્ત થાય છે અર્થાત્ નિરન્તર વિવેકસાક્ષાત્કાર બન્યો રહે છે. એ સ્થિતિને જ યોગીઓ ધર્મમેઘ સમાધિ કહે છે કેમકે એ સ્થિતિ પ્રાપ્ત થવાથી ક્લેશકર્મનું નિઃશેષ ઉન્મૂલન થાય છે. આ સૂત્રનું તાત્પર્ય એ થયું કે સંપ્રજ્ઞાતની પરંપરાના વખતે યોગીને જે મહાસિદ્ધિઓ પ્રાપ્ત થાય તેમાં તેણે લોભાવું નહિ પણ એ સિદ્ધિઓનો તિરસ્કાર કરવો. એ થ-

વાથી યોગીને વ્યુત્થાનસંસ્કારો દગ્ધ થઈ જવાથી વ્યુત્થાનપ્રત્યયો થતાં નથી અને તેથી નિરન્તર સંપ્રજ્ઞાત બન્યો રહેછે.

આપ્રમાણે આ સૂત્રથી સંપ્રજ્ઞાતપરંપરાસમયે પ્રાપ્ત થતી મહાસિદ્ધિઓના તિરસ્કારથી ધર્મમેઘ સમાધિની પ્રાપ્તિ થાય છે એ વાત કહી. એ સમાધિ થવાથી તત્કાલ કૈવલ્ય થતું નથી પણ જેને શાસ્ત્રમાં દ્વિતીય મોક્ષ કહેછે તે થાય છે. એ દ્વિતીય મોક્ષનું સૂત્રકાર હવે પ્રતિપાદન કરે છે.

**ततः क्लेशकर्मनिवृत्तिः ॥३०॥**

સૂત્રાર્થઃ—એ ધર્મમેઘ સમાધિ થવાથી ક્લેશકર્મની નિવૃત્તિ થાય છે એટલે એનો પૂર્ણ અંશે દાહ થાય છે.

निवृत्तिः—એટલે દાહની સમાપ્તિ.

આ સૂત્રથી એ કહ્યું કે એ ધર્મમેઘ સમાધિની પ્રાપ્તિ થવાથી તે યોગીના અવિદ્યાદિ ક્લેશો તથા તેનાં મૂલરૂપ જે ક્લેશસંસ્કારો તેની, તેમ જ જે કર્માશય તેની પણ નિવૃત્તિ થાય છે અર્થાત્ એ સર્વનો દાહ જે વિવેકસાક્ષાત્કારના આરંભથી આરંભાયો હતો તેની સમાપ્તિ થાય છે. આ ક્લેશ તથા કર્મની નિવૃત્તિ થવાથી તે પુરુષ જીવતો છતો મુક્ત થાય છે અર્થાત્ જીવન્મુક્ત થાય છે. કેમકે મોક્ષનો અર્થ ત્રિવિધ દુઃખનો અત્યન્તાભાવ છે અને તે આ પુરુષને એનું નિદાન જે ક્લેશસંસ્કારો તેનો ક્ષય થવાથી થયેલો છે.

આ રીતે આ સૂત્રથી ધર્મમેઘસમાધિથી જીવન્મુક્તિની પ્રાપ્તિ કહી. તેથી એમાં જે કર્મોનો દાહ કહ્યો છે તે સંપૂર્ણ કર્માશયનો દાહ નથી પણ પ્રારબ્ધથી અતિરિક્ત કર્માશયનો દાહ લેવો યોગ્ય છે. આ જીવન્મુક્તિને દ્વિતીય મોક્ષ કહે છે. શ્રીપંચશિખાચાર્યે કહ્યું છે કે द्वितीयो रागक्षयात्—રાગોપલક્ષિત અવિદ્યાદિનો દાહ થવાથી જીવન્મુક્તિરૂપ દ્વિતીય મોક્ષ થાય છે. આ મોક્ષ થયાપછી કૈવલ્યની પ્રાપ્તિમાટે પ્રારબ્ધનો ક્ષય માત્ર કરવો અવશિષ્ટ રહે છે. તે કાં તો ભોગથી પોતાની મેળે થાય છે અથવા જો સાધનથી કરવો હોય તો અસંપ્રજ્ઞાતયોગથી પૂર્વે કહ્યા પ્રમાણે થાય છે.

આપ્રમાણે આ સૂત્રથી ધર્મમેઘ સમાધિનું ફલ કહ્યું. હવે એ સમાધિથી ચિત્ત કેવા પ્રકારનું થાય છે તે સૂત્રકાર કહે છે.

**तदा सर्वावरणमलापेतस्य ज्ञानस्यानन्त्याद् ज्ञेयमल्पम् ॥३१॥**

સૂત્રાર્થઃ— એ જીવન્મુક્ત દશામાં ચિત્તના સર્વ પ્રકારના આવરણરૂપ મળ દૂર થઇ જાય છે તેથી એ ચિત્ત વા એનું જ્ઞાન અનંત થાય છે. એ અનંત થવાથી જ્ઞેય વસ્તુ એની અપેક્ષાથી અલ્પ થાય છે.

तदा= જીવન્મુક્તદશામાં.

सर्वा०—સંપૂર્ણ આવરણ કરનાર મળથી રહિત થયેલું જે ચિત્ત તેનું. ત્યાં ચિત્ત જે જાતે સંપૂર્ણ પદાર્થને ગ્રહણ કરવા સમર્થ છે તેનું એ સામર્થ્ય ઢાંકી દેનાર ક્લેશ તથા કર્મ છે. એ ક્લેશ તથા કર્મો ક્ષીણ થઇ જાય છે ત્યારે ચિત્ત એ આવરણોથી રહિત થાય છે. એ રહિત થયેલાના.

ज्ञानस्य—એટલે જ્ઞાન અથવા ज्ञायतेऽनेन એ વ્યુત્પત્તિથી ચિત્તના.

आनन्त्याद्—આનંત્ય થવાથી.

ज्ञेयम्—જ્ઞેયકોટિમાં આવતા પદાર્થો.

अल्पम्—ન્યૂન છે, ઓછા છે.

આ સૂત્રથી એ કહ્યું કે જ્યારે ધર્મમેઘસમાધિ થાય છે ત્યારે તે યોગીનાં ક્લેશકર્મો ક્ષીણ થઈ જાય છે. એ ક્ષીણ થવાથી ચિત્તસત્ત્વ પોતાના સ્વભાવસિદ્ધ સ્વરૂપે પ્રકાશે છે અર્થાત્ શુદ્ધ સાત્ત્વિક થઇ રહે છે તેથી સંપૂર્ણ પદાર્થોને જાણવા સમર્થ થાય છે, અર્થાત્ તે યોગીનું જ્ઞાન અમર્યાદ થાય છે. આ યોગ્ય જ છે કારણ કે જીવદશામાં ચિત્તસત્ત્વને તમસનું આવરણ હોય છે તેથી એ દશામાં જ્યારે તમસનો અભિભવ કરી કોઇ વિષયવિષે એ રજસથી પ્રવૃત્ત કરાય છે ત્યારે તે વિષયાકારપરિણામ એનો થાય છે જેથી સ્વનિષ્ઠ સત્ત્વવશાત્ જ્ઞાન થાય છે. યોગીને ધર્મમેઘસમાધિ થાય છે ત્યારે તમસ્ તથા રજસ્નો અત્યન્ત અભિભવ થઇ જાયછે તથા ક્લેશ અને કર્મો ક્ષીણ થઇ જાય છે. તેથી એ ચિત્ત શુદ્ધ સાત્ત્વિક થાય છે. ચિત્ત શુદ્ધ સાત્ત્વિક થયું એટલે સર્વજ્ઞ થાય છે અર્થાત્ એનું જ્ઞાન અમર્યાદ થાય છે. આમ થવાથી પચીસ તત્ત્વથી અધિક તત્ત્વો હોય તો તેને પણ એ ચિત્ત જાણી શકવા સમર્થ થાય છે અર્થાત્ આખું જગત્ જે મર્યાદાવાળું છે તે આ અમર્યાદ જ્ઞાનઆગળ જ્ઞેયરૂપે કશા લેખામાં નથી- અત્યંત ન્યૂન છે.

આપ્રમાણે આ સૂત્રથી યોગીને શુદ્ધસાત્ત્વિક ચિત્ત થાય છે તે સમયે સર્વજ્ઞતાની પ્રાપ્તિ કહી. હવે જે કૈવલ્ય તેનું પ્રતિપાદન કરવું પ્રાપ્ત થાય છે. કેમકે ધર્મમેઘસમાધિ સિદ્ધ થયાપછી એના ઉપર પરવૈરાગ્યથી અસંપ્રજ્ઞાત યોગની સિદ્ધિ થાય છે જેથી અંતે કૈવલ્ય થાય છે. તેમ જ પ્રારબ્ધનો ભોગ થઈ રહ્યા પછી પણ કૈવલ્ય થાય છે. તેથી હવે તૃતીય અને ચરમ મોક્ષરૂપ જે કૈવલ્ય તેનું પ્રતિપાદન કરે છે.

**ततः कृतार्थानां परिणामक्रमसमाप्तिर्गुणानाम् ॥३२॥**

સૂત્રાર્થઃ—ધર્મમેઘના ઉદયથી ક્લેશકર્મની નિવૃત્તિ થઇ જ્ઞાનનું આ-

નંત્ય થવાથી પછી પરવૈરાગ્ય થાય છે જેથી કૃતકૃત્ય થયેલા પુરુષો પ્રતિ સત્ત્વાદિ ગુણોનો પરિણામક્રમ સમાપ્ત થાય છે.

कृतार्थानाम्—એટલે (૧) જેના ભોગ અને અપવર્ગરૂપ અર્થ સિદ્ધ થઇ ગયા છે અર્થાત્ જેને એની અપેક્ષા રહી નથી એવા કુશલ પુરુષ પ્રતિ અને (૨) જેના ભોગ અને અપવર્ગ સિદ્ધ થયા છે એવા બુદ્ધિસત્ત્વરૂપ સત્ત્વાદિ ગુણોના. આ દ્વિતીય અર્થમાં આ પદ गुणानाम्નું વિશેષણ છે. પ્રથમ અર્થમાં તેમ નથી.

परिणामक्रम०—પરિણામક્રમની સમાપ્તિ. પરિણામ એટલે સત્ત્વાદિગુણોનો જે જગદ્રૂપ પરિણામ તે, અથવા સત્ત્વાદિનો બુદ્ધિસત્ત્વરૂપે થતો પરિણામ. ક્રમમાટે ઉત્તર સૂત્રમાં કહેવાશે.

गुणानाम्— એટલે સત્ત્વાદિ ત્રણ ગુણો અથવા બુદ્ધિસત્ત્વરૂપ ત્રણ ગુણો.

આ સૂત્રથી એ કહ્યું કે જ્યારે ધર્મમેઘસમાધિનો ઉદય થઇ ક્લેશકર્મની ક્ષીણતા થઇ જાય છે ત્યારે બુદ્ધિરૂપ સત્ત્વાદિનાં ભોગ અને અપવર્ગ બન્ને પ્રયોજન સિદ્ધ થઇ જાય છે જેથી એની સ્થિતિમાં વા પુનરુત્પત્તિમાં કોઇ હેતુ નહિ રહેવાથી એ બુદ્ધિસત્ત્વ એક ક્ષણ પણ સ્થિતિને પામી શકતું નથી. તેમ જ લય થયા પછી પુનઃ એરૂપે ઉદય થતું નથી; અર્થાત્ એના પરિણામક્રમની સમાપ્તિ થાય છે. અથવા તો ક્લેશકર્મો ક્ષીણ થવાથી પુરુષ કૃતકૃત્ય થાય છે જેથી એ કુશલ થયેલા પુરુષપ્રતિ સત્ત્વાદિ ગુણોરૂપ પ્રકૃતિ–કોઇ હેતુ એને પરિણામ પામવાનો નહિ રહેલો હોવાથી–પરિણામને પામતી નથી અર્થાત્ એ પ્રકૃતિના એ પુરુષપ્રતિના પરિણામક્રમની સમાપ્તિ થાય છે. આને તૃતીય મોક્ષ પણ કહેવામાં આવે છે. શ્રીપંચશિખાચાર્યે કહ્યું છે કે कर्मक्षयात्तृतीयस्तु व्याख्यातं मोक्षलक्षणम्–ક્લેશકર્મોના ક્ષીણ થઇ જવાથી તૃતીય અને ચરમ મોક્ષ થાય છે. આપ્રમાણે ત્રિવિધ મોક્ષના વ્યાખ્યાનથી મોક્ષના સ્વરૂપનું સંપૂર્ણ વ્યાખ્યાન થઇ રહ્યું.

આ રીતે આ સૂત્રથી તથા પૂર્વના સૂત્રથી એ પ્રતિપાદન કર્યું કે ધર્મમેઘસમાધિથી સર્વજ્ઞતા થાય છે તથા ત્યાર પછી ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થાય છે. તથાપિ એ નિયમ સર્વત્ર નથી પણ સાધારણ છે. સાધારણ રીતે સર્વજ્ઞતા પ્રાપ્ત થયાપછી ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થાય છેતથાપિ એ સમાપ્તિનું સાક્ષાત્ કારણ પરવૈરાગ્ય છે. એ પરવૈરાગ્ય પ્રાપ્ત થયો એટલે પછી સર્વજ્ઞત્વવિગેરે ધર્મો અર્થાત્ ઇશિત્વના ગુણો આવ્યા હોય કે નહિ તોપણ એ ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થાય છે. કોઈ પ્રસંગે એવું પણ બને છે કે ઇશત્વનો

સ્વરૂપ આવિર્ભાવ થયાવિના જ[1] પરવૈરાગ્ય થઈ એ સમાપ્તિ થાય છે. આ જ આશય ભાષ્યમાંનો પણ દેખાય છે કેમકે सत्त्वपुरुषयोः शुद्धिसाम्ये कैवल्यम् એ સૂત્રની વ્યાખ્યામાં સ્પષ્ટ કહ્યું છે કે ઇશ્વિરત્વવાળા વા અનીશ્વરત્વવાળા ગમે તેવા હોય તથાપિ પરવૈરાગ્ય પ્રાપ્ત થયો એટલે ગુણોનો પ્રતિપ્રસવ થાય છે. તેથી સૂત્રકારે પણ આ નિયમ મુખ્ય હોવાથી જ અર્થાત્ સાધારણ હોવાથી જ અત્ર સર્વજ્ઞત્વાદિ ઇશ્વધર્મોની પ્રાપ્તિઅનન્તર ગુણોનો પ્રતિપ્રસવ કહ્યો છે.

આપ્રમાણે આ સૂત્રથી સૂત્રકારે ક્લેશકર્મના ક્ષય પછી ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થાય છે એમ કહ્યું. ત્યાં ક્રમ એટલે શું એ પૂર્વે પતિપાદન કરેલું ન હોવાથી પ્રતિપાદન કરવું આવશ્યક છે તેથી શ્રીપતંજલિ ભગવાન્ હવે એ કહે છે.

**क्षणप्रतियोगी परिणामापरान्तनिर्ग्राह्यः क्रमः ॥ ३३ ॥**

**સૂત્રાર્થઃ**—પરિણામના અવસાનથી જેનું નિઃશેષતઃ ગ્રહણ થાય છે એવું જે ક્ષણોનું આનન્તર્ય તે ક્રમ છે.

**क्षणप्रति०**—એટલે ક્ષણો છે જેના પ્રતિયોગી એવો. પ્રતિયોગી એટલે પ્રતિસંબંધી. ક્રમ કોઇ દિવસ એક પદાર્થમાં હોતો નથી પણ જ્યારે અનેક પદાર્થો હોય છે ત્યારે જ તેમાં ક્રમ હોઇ શકે છે. તેથી ક્રમનું નિરૂપણ તેના પ્રતિયોગીરૂપ ક્રમવાળા પદાર્થોના નિરૂપણવિના અશક્ય છે તેથી આ સ્થળે क्षणप्रति० કહ્યું છે. એનો અર્થ એ છે કે ક્ષણ જેનો પ્રતિયોગી છે.

**परिणाम०**—એટલે પરિણામનું અપરાન્ત એટલે અવસાન—અવધિ, તેનાથી જે નિર્ગ્રાહ્ય છે અર્થાત્ જેનું નિઃશેષતઃ ગ્રહણ થાયછે ક્રમનું સ્વરૂપ બતાવનાર પદ તો માત્ર પ્રથમનું જ છે. આ પદ એ ક્રમમાં પ્રમાણ બતાવવા માટે વાપર્યું છે.

આ સૂત્રથી એ કહ્યું કે ક્ષણોનું આનન્તર્ય અર્થાત્ પૂર્વાપરીભાવ—(એક ક્ષણ પૂર્વ છે એક ઉત્તર છે એ પ્રકારનું) તે ક્રમ છે. એ ક્રમનું નિઃશેષતઃ ગ્રહણ વા અનુમાન પરિણામના અવધિથી થાય છે. ત્યાં દૃષ્ટાન્તરૂપે વસ્ત્ર લઇએ. એ વસ્ત્ર આરંભમાં તો નવું હોય છે તથા પછી કેટલોક કાળ વ્યતીત થયાથી પુરાણ થાય છે. એ પુરાણતા જ્યારે અવધિએ પહોંચે છે ત્યારે જ આપણને તો જણાય છે. તથાપિ એ પુરાણતા એકદા થયેલી નથી, પણ એની પણ સૂક્ષ્મતમ, સૂક્ષ્મતર, સૂક્ષ્મ, સ્થૂલ, સ્થૂલતર અને સ્થૂલતમ અવસ્થાઓ હોય છે. આપણને

---

[1] આ સંબંધમાં કારણોના પ્રતિપાદનમાટે જુઓ શ્રીભામિનીભૂષણ ચતુર્થાલંકાર.

જે પ્રતીત થાય છે તે સ્થૂલતમ અવસ્થા છે, તથાપિ એટલાથી એની પૂર્વ પૂર્વ અવસ્થાનું અનુમાન થાય છે. તેથી એ પુરાણતા જે અવધિએ પહોંચવાથી આપણને સ્ફુટ થાય છે તે એ વસ્ત્રની પ્રતિક્ષણે થતી ચાલી છે એ નિશ્ચય થાય છે. એ પુરાણતાના આદ્ય ક્ષણથી તે અવસાનના ક્ષણ સુધીના સર્વ ક્ષણોનું જે આનન્તર્ય તે ક્રમ છે. એ ક્રમનું સ્પષ્ટીકરણ તો પુરાણતાના અવસાનથી જ થાય છે એ તો સ્પષ્ટછે.

આ રીતે આ સૂત્રથી ક્રમનું સ્વરૂપ બતાવ્યું તથા કહ્યું કે એનું જ્ઞાન પરિણામના અવસાનથી થાય છે. ત્યાં પદાર્થો ત્રણ પ્રકારના હોય છે:(૧) અનિત્ય જેવાં કે બુદ્ધિ, મન વિગેરે, (૨) પરિણામિનિત્ય એટલે જે પદાર્થો પરિણામ પામે છે--એક ધર્મને લે છે અને અન્યને ત્યજે છે--છતાં સ્વરૂપે વિદ્યમાન હોવાથી--વિલય જતા નહિ હોવાથી-નિત્ય છે અને (૩) કૂટસ્થનિત્ય એટલે જે સદા સર્વદા એકરૂપે જ રહેછે. આ ત્રિવિધ પદાર્થોમધ્યે જે પ્રથમ પ્રકારના પદાર્થો છે તેમાં તો ક્ષણપ્રતિયોગિક ક્રમનું પરિણામના અવસાનથી ગ્રહણ થાય છે. પણ દ્વિતીય તૃતીયમાં તેમ થતું નથી. દ્વિતીય પ્રકારના પદાર્થરૂપ પ્રધાન છે અને તૃતીય પ્રકારના પદાર્થરૂપ પુરુષ છે. એમાં પ્રધાન નિત્ય તત્ત્વ હોવાથી એનો અવધિ વા અવસાન છે જ નહિ. તેથી પ્રધાન ક્ષણના ક્રમનું એના વિકારના ક્રમથી જ્ઞાન થાય છે તેથી એ ક્ષણ અલબ્ધપર્યવસાન કહેવાય છે. પુરુષ તો નિત્ય તત્ત્વ હોવાથી પરિણામ જ પામનાર નથી તેથી એમાં વાસ્તવ ક્રમ છે જ નહિ. છતાં પુરુષ હતા છે તથા હવે પછી પણ રહેવાનો એવો વ્યવહાર થાયછે તેથી સત્તામાત્ર લઇને જ એના ક્ષણોનો ક્રમ લેવો હોય તો શબ્દમાત્રથી લેવાય એમ છે. બાકી વાસ્તવ ક્રમ તો છે જ નહિ.

આપ્રમાણે આ સૂત્રથી તથા પૂર્વના સૂત્રથી એ કહ્યું કે જે પુરુષો કુશલ થયા છે તેના પ્રતિનો સત્ત્વાદિ ગુણોનો તથા બુદ્ધિસત્ત્વનો પરિણામક્રમ સમાપ્ત થાયછે. એ પ્રમાણે યથાર્થ કૈવલ્ય થાય છે એ હવે ભગવાન સૂત્રકાર કહેછે તથા કૈવલ્યનું પ્રતિપાદન થઇ ગયું એટલે હવે કશું કહેવાનું અવશેષ રહ્યું નહિ તેથી એ કહી આ પાદ તથા આખું શાસ્ત્ર સમાપ્ત કરેછે.

**पुरुषार्थशून्यानां गुणानां प्रतिप्रसवः कैवल्यं स्वरूपप्रतिष्ठा वा चितिशक्तिरिति ॥ ३४ ॥**

સૂત્રાર્થ:—પુરુષાર્થથી રહિત થયેલાં સત્ત્વાદિ ગુણોનો વા બુદ્ધિસ્વરૂપ ગુણોનો પોતાના કારણમાં આત્યંતિક લય થાય છે એ જ કૈવલ્ય છે અથવા ચિતિશક્તિરૂપ પુરુષનું સ્વરૂપે અવસ્થાન થાય છે તે

કૈવલ્ય છે. ઇતિ.

**પુરુષાર્થ૦**—કૃતકૃત્ય થવાથી પુરુષાર્થથી રહિત થયેલા.

**ગુણાનામ્**—એટલે બુદ્ધિસત્ત્વનો અથવા પ્રધાનનો.

**પ્રતિપ્રસવઃ**—એટલે પોતાના કારણમાં આત્યંતિક લય.

**કૈવલ્યમ્**—એટલે કેવલીભાવ વા ત્રિવિધ દુઃખોનો આત્યંતિક અભાવ.

**ઇતિ**—એ શબ્દ શાસ્ત્રની સમાપ્તિ સૂચવે છે.

આ સૂત્રથી એ કહ્યું કે ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થાય છે એટલે પછી એ ગુણોની સ્થિતિમાં કોઈ હેતુ રહેતો નથી તેથી એ પુરુષાર્થથી રહિત થયેલા ગુણોનો પોતાના કારણમાં આત્યંતિક લય થાયછે તે જ એ ગુણોનું કૈવલ્ય છે. ત્યાં ગુણોથી જો બુદ્ધિસત્ત્વ લઇએ તો એ બુદ્ધિસત્ત્વ કૃતકૃત્ય થવાથી પોતાના કારણરૂપ અહંકારમાં લીન થઈ જાય છે, તે મહત્‌માં અને તે સામ્યાવસ્થાવાળી પ્રકૃતિમાં લીન થઈ જાય છે. એ લય થયા પછી એ બુદ્ધિસત્ત્વનો પુનઃઉદ્‌ભવ થતો નથી તેથી એ લય આત્યંતિક લય વા પ્રતિપ્રસવ કહેવાય છે. એ પ્રતિપ્રસવ જ એ બુદ્ધિસત્ત્વનું કૈવલ્ય છે. ગુણોથી જો પ્રકૃતિ તત્ત્વ લઇએ તો એ કુશલ થયેલા પુરુષપ્રતિ એ પ્રકૃતિનો આત્યંતિક લય થઈ જાય છે અર્થાત્ એ પુરુષના કોઇ પણ અર્થને લઇને એ સત્ત્વાદિ ગુણોરૂપ પ્રકૃતિનો પુનઃ પરિણામ થતો નથી. એ કુશલપુરુષપ્રતિનો પ્રકૃતિ વા પ્રધાનનો પ્રતિપ્રસવ તે જ પ્રધાનનું કૈવલ્ય છે. આ રીતે બુદ્ધિસત્ત્વ વા પ્રધાનનું કૈવલ્ય થયું. બીજું કૈવલ્ય પુરુષનું છે. જ્યારે બુદ્ધિસત્ત્વ પુરુષને અર્થે અસ્તિત્વમાં આવતું હતું ત્યારે એ બેનો અભેદભ્રમ થઇ બુદ્ધિસત્ત્વનાં દુઃખાદિનો પુરુષમાં ઉપચાર થતો હતો અર્થાત્ પુરુષને ઉપચરિત બંધ હતો બુદ્ધિસત્ત્વ ગુણોના પરિણામક્રમની સમાપ્તિ થવાથી આત્યંતિક લયને પામી જાય છે તેથી પુનઃ ઉદ્ભવ પામતું નથી, તેથી એનો પુરુષસાથે અભેદભ્રમ થવા વારો પુનઃ આવતો નથી જેથી પુરુષને ઉપચરિત બંધનો પણ સદા અભાવ થાય છે અર્થાત્ પુરુષમાં બુદ્ધિસત્ત્વના ધર્મનો આરોપ થવાથી જે વિપરીત સ્વરૂપવાળો ભ્રાન્તિથી ભાસતો હતો તે ભ્રાન્તિ તથા તેના કારણના આત્યંતિક ઉચ્છેદથી સ્વરૂપે સ્થિત થયો કહેવાય છે. એ પુરુષનું સ્વરૂપાવસ્થાન તે જ પુરુષનું કૈવલ્ય છે.

આપ્રમાણે આ સૂત્રથી બુદ્ધિસત્ત્વ, પ્રધાન તથા પુરુષ એ સર્વેના કૈવલ્યનું પ્રતિપાદન કર્યું તથા હવે કંઇ પણ પ્રતિપાદન કરવું અવશિષ્ટ નહિ રહેવાથી આ પાદ તથા શાસ્ત્ર ઇતિ શબ્દ વાપરી શ્રીપતંજલિ ભગવાને સમાપ્ત કર્યું.

---

આ રીતે આ પાદમાં સૂત્રકારે

[1]मुक्त्यर्हचित्तं परलोकमेयज्ञसिद्धयो धर्मघनः समाधिः।
द्वयी च मुक्तिः प्रतिपादिताऽस्मिन् पादे प्रसङ्गादपि चान्यदुक्तम् ॥

કૈવલ્યને યોગ્ય ચિત્ત, પરલોકમાં જનાર આવનાર ચિત્ત, દૃશ્ય વિષયો તથા દ્રષ્ટા એ સર્વનો ભેદવિગેરે, ધર્મમેઘસમાધિ, બને પ્રકારની મુક્તિ તથા પ્રસંગપ્રાપ્ત અન્ય સર્વનું પ્રતિપાદન કર્યું.

---

निदानं तापानामुदितमथ तापाश्च कथिताः
सहाङ्गैरष्टाभिर्विहितमिह योगद्वयमपि ।
कृतो मुक्तेरध्वा गुणपुरुषभेदः स्फुटतरो
विविक्तं कैवल्यं परिगणिततापा चितिरसौ ॥[1]

---

योगग्रंथसहस्राणां सर्वोपनिषदां तथा ।
सतां च यत्र तात्पर्यं सोऽर्थो व्यासेन भाषितः ॥[2]
व्याख्यातश्च यथाशक्ति निर्मत्सराधिया मया ।
तेन प्रीतो भवेद्देवः श्रीनृसिंहो महेश्वरः ॥

---

॥ इति श्रीपातंजलव्याख्यायां कैवल्यपादश्चतुर्थः ॥
॥ समाप्तं चेदं दर्शनम् ॥

---

१. શ્રી વાચસ્પતિમિશ્રકૃત વ્યાખ્યા.
૨. શ્રીયોગવાર્તિક.

# श्रीत्रिभुवनविजयीखड्ग.

## ( पूर्व धारा. )

આ ગ્રંથ અદ્ભુત રસનો પરાવધિ છે. આકાશગમન, લોકાંતરમાં પ્રવેશ, જરા અને વ્યાધિથી મુક્તાવસ્થા, વિલક્ષણ બલ અને આનન્દનો અનુભવ, અણિમાદિ અષ્ટ સિદ્ધિની પ્રાપ્તિ-આદિ વેદાન્ત તથા યોગના મર્મ એ ગ્રંથમાં એવી અનુપમ વર્ણાયા છે કે " હું પૃથ્વીલોકમાં છું, કે અન્ય લોકમાં ? ' અદ્ભુત રસનો આનંદ વાંચનારને થયા વિના રહેતો નથી.

ગુજરાતી ભાષામાં આનંદ આપનારી વાર્તાઓના અનેક છે, પરંતુ અંતઃકરણની ઉચ્ચ અવસ્થા કરનાર, બુદ્ધિને પ્રૌઢ કરી માં કેવળ સુખપ્રદ નિશ્ચયોને સુદૃઢ સ્થાપનાર, વ્યાવહારિક અને પા ર્થિક સર્વોત્કૃષ્ટ ઉન્નતિ અર્થે કેવા પ્રકારનાં ગુણલક્ષણો મનુષ્યે ... ભવ્ય છે અને તે કેવા વિચારાદિથી પ્રાપ્ત થાય છે તેનું વૃત્તિને આ નંદ આપે એવી મનોરંજક કથાઓથી સ્પષ્ટ ભાન કરાવનાર, ર ... માં ઉન્નતિમાત્રનો આધાર જે અંતઃકરણ તેની સર્વોત્તમ ઉ... ર્ષ કરવાનો વૃત્તિમાં ઉત્સાહ અને બલ આપનાર આ સદ્ગ્રંથનો મહિમા શબ્દથી વર્ણન થઇ શકવો અશક્ય હોવાથી એટલું જ વ-દી વિરમવું પડે છે કે આ ગ્રંથરૂપ ખડ્ગને ધારણ કરનાર સાધકવી-રો અંતે અજાતશત્રુ અને નિર્ભય થઇ અખંડ સુખનો સ્વાદ કરે છે.

મૂલ્ય-રૂ. ૧-૮-૦, ટ. ખ. ૦-૨-૦

# सुधास्रोतस्विनी.

શ્રીસદ્ગુરુસ્તુતિ, શ્રીઇશ્વરસ્તુતિ, વેદાન્ત, યોગ, તથા ... ક્તિનાં સાધનોનું વર્ણન એમાં એવી ઉત્તમ રીતે કરવામાં છે કે વાંચનાર તથા શ્રવણ કરનારને સ્તબ્ધીભાવ થયા વિ... નથી. મૂલ્ય. ૦-૫-૦, ટ. ખ. ૦-૧-૬.

# दुंदुभिनाद.

જો તમારી સ્ત્રીમાં શુદ્ધ પતિભક્તિ તથા ઇશ્વરભક્તિના સંસ્કા... ય અને તે સંસ્કારો પુષ્ટ થઇ જાગ્રત્ થઈ તમને નિરંત... નંદમગ્ન રાખે એમ તમે ઇચ્છતા હો,

.રી સ્ત્રીનો કંઠ મધુર અને કોમલ છતાં પતિભક્તિ અને ઈ-
ભક્તિનાં સુંદર પદો ન જડવાથી તમારી વૃત્તિ મુંઝાતી હોય,
.ારી સ્ત્રી નિરંતર ઘરમાં કલહ કરતી હોય, તમને સંતાપતી
હ. , અને તેમાટે સર્વ ઉપાયો કરી ચૂક્યા હો પણ તે વ્યર્થ
.ાથી તમને ખેદ રહેતો હોય,

ગરીબ હો, અને તમારી સ્ત્રી રાત્રદિવસ ઘરેણાંમાટે તમારૂં
. ધું એટલું બધું પકવતી હોય કે પ્રસંગે તમને તમારી જાત
.ર ધિક્કાર તથા તિરસ્કાર આવે, અને તેથી તમારી સ્ત્રીને
ાં. સાચાં, પણ વાસ્તવ અમૂલ્ય ઘરેણાં આપી તમારી મ-
.ાને દૂર કરવા તમે ઇચ્છતા હો,

સ્ત્રી યોગ્યાયોગ્ય બોલવાના વિચારવિનાની, વ્યવહારમાં
. તથા કુથલી કરવામાં કુશલ હોય અને તે દોષો ત્ય-
.વા કરેલો તમારો બોધ નિષ્ફળ જવાથી તમે સંતપ્ત રહેતા હો,

.મે તમારાં સંબંધીઓ, સ્ત્રી, તથા ઈશ્વરપ્રતિ તમારૂં ક-
ર્તવ્ય જાણવાની ઇચ્છાવાળા છતાં તે સર્વ એક સ્થલે ગ્રંથમાં
ન મળવાથી ટળવળતા હો,

તમે વ્યવહાર અને પરમાર્થ એ બંનેને અતિ સરલપણે, થોડા
સમયમાં અને અલ્પ શ્રમે સાધવાની ઇચ્છાવાળા હો, છતાં જે
પુસ્તકમાં વ્યવહાર તેમાં પરમાર્થ નહિ, અને જેમાં પરમાર્થ તે-
માં વ્યવહાર નહિ—એવાં શુષ્ક પુસ્તકો મળવાથી તમને નિરંતર
અરુચિ રહ્યા કરતી હોય,

તમારા કુટુંબમાં કલેશનો આભાસસરખો પણ રહે નહિ એવી ત-
મારી ઇચ્છા હોય, તથા

.મે તમારા કુટુંબમાં નિરન્તર સુબોધની કથા કરી પૃથ્વીઉપર
સ્વર્ગનું સુખ ભોગવવા તલસતા હો, તો એ સર્વ ઇચ્છાને ઐ-
શ્વર્યથી પરિપૂર્ણ કરનાર, સર્વ સદ્ગુણો સજાવનાર, આનંદસહિ-
જ્ઞાન આપનાર તથા દોષો હરાવનાર નીચેના અમૂલ્ય ગ્રંથો
.ો અને વંચાવો:—

| | | | | |
|---|---|---|---|---|
| .ીભૂષण प्रथम अलंकार | मूल्य | ०—१२—० | ટપાલ ખર્ચ | ०-१-० |
| .ीभूषण द्वितीय अलंकार | ,, | १—०—० | ,, | ०-२-० |
| .ीभूषण तृतीय अलंकार | ,, | १—०—० | ,, | ०-२-० |
| .ीभूषण चतुर्थ अलंकार | ,, | १—०—० | ,, | ०-२-६ |
| .ीभूषण पंचम अलंकार | ,, | १—४—० | ,, | ०-२-६ |

.ાલનાં પ્રકટ થયેલાં દશ વર્ષનાં દશ રૂપિ.૨૦-૦-૦
પ્રત્યેકનું મૂલ્ય રૂ. ૨-૦-૦

## શ્રીશ્રેયઃસાધક અધિકારી વર્ગદ્વારા પ્રકટ થયેલા

| | | મૂલ્ય |
|---|---|---|
| ૧ | શ્રીનૃસિંહવાણીવિલાસ પ્રથમ પુસ્તક. | રૂ. ૦-૮-૦ |
| ૨ | શ્રીનૃસિંહવાણીવિલાસ દ્વિતીય પુસ્તક. | રૂ. ૧-૦-૦ |
| ૪ | શ્રીનૃસિંહવાણીવિલાસ તૃતીય પુસ્તક. | રૂ. ૦-૬-૦ |
| ૫ | શ્રીબા. બુ. પદ્યસંગ્રહ તથા શ્રી નૃ. વા. વિ. તૃતીય પુસ્તક ( એકઠું ) | રૂ. ૦-૧૨-૦ |
| ૬ | શ્રીસુરેશચરિત્ર ( પૂર્વાર્ધ ) | રૂ. ૧-૮-૦ |
| ૭ | શ્રીસિદ્ધાન્તસિન્ધુ ( પ્રથમ રત્ન ). | રૂ. ૧-૮-૦ |
| ૮ | શ્રીભામિનીભૂષણ પ્રથમાલંકાર. | રૂ. ૦-૧૨-૦ |
| ૯ | શ્રીભામિનીભૂષણ દ્વિતીયાલંકાર. | રૂ. ૧-૦-૦ |
| ૧૦ | શ્રીભામિનીભૂષણ તૃતીયાલંકાર. | રૂ. ૧-૦-૦ |
| ૧૧ | શ્રીભામિનીભૂષણ ચતુર્થાલંકાર. | રૂ. ૧-૦-૦ |
| ૧૨ | શ્રીભામિનીભૂષણ પંચમાલંકાર. | રૂ. ૧-૪-૦ |
| ૧૩ | શ્રીસદ્બોધપારિજાતઃ પ્રથમ પલ્લવ. | રૂ. ૦-૮-૦ |
| ૧૪ | સન્મિત્રનું મિત્રપ્રતિ પત્ર. | રૂ. ૦-૬-૦ |
| ૧૫ | શ્રીપંચતરવૃત્તાન્ત. | રૂ. ૦-૧૨-૦ |
| ૧૬ | શ્રી ત્રિભુવનવિજયી ખડ્ગ (પૂર્વાર્ધ) | રૂ. ૧-૪-૦ |
| ૧૭ | શ્રીસતીસુવર્ણા ( પૂર્વ વિભાગ. ) | રૂ. ૦-૫-૦ |
| ૧૮ | શ્રીસુધાસ્રોતસ્વિની ( પ્રથમ કલ્લોલ ) | રૂ. ૦-૫-૦ |
| ૧૯ | વિદ્યાર્થીનો સાચો મિત્ર. | રૂ. ૦-૫-૦ |
| ૨૦ | શ્રીમંગલવિચાર | રૂ. ૦-૪-૦ |
| ૨૧ | સદુપદેશશ્રેણી ભાગ ૧ | રૂ. ૦-૧-૦ |
| ૨૨ | શ્રીપતંજલયોગદર્શન | રૂ. ૨-૦-૦ |
| | બંધક્લેશ અને તે ટાળવાના સહેલા ઉપાયો. | રૂ. ૦-૧- |

**ઉપર લખેલા ગ્રંથો નીચે લખેલે સ્થલે મ**

**વડોદરા**—વ્યવસ્થાપક મહાકાલ, જોગીદાસ વિઠ્ઠ

**અમદાવાદ**—રા.રા. છગનલાલ મનસુખરામ.નવા

**સુરત**—રા. રા. નાથાભાઇ ફકીરભાઇ ફીનખાબ
વાણીયાશેરીને નાકે મહીધરપુરા.

**મુંબઇ**—રા. રા. મોતીરામ મંછારામ માસ્તર,
જપાળ એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ, ભૂલેશ્વર.
પંડિત જ્યેષ્ઠારામ મુકુંદજી, કાલકાદેવી.

**વીરમગામ**—રા. રા. ઇશ્વરભાઇ જીવાભાઇ. સો

**ભાવનગર**—રા. રા. જેઠીશંકરદાસ જેઠાભાઇ કણીઅ
સંસ્કૃતપ્રોફેસર, સામળદાસ કૉલેજ.